# મારું ગામડું

બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા



ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# આચાર્ય ગિદવાણી સ્મારક ગ્રંથમાળાનાં
## અન્ય પુસ્તકો

**તિમિરમાં પ્રભા** વેશાન્તરકાર 0-10-0
કિશોરલાલ ઘ. મશરૂવાળા
ટૉલ્સ્ટૉય કૃત The Light Shines in the Darkness નામના નાટકનું વેશાન્તર.

**આબાદ હિંદુસ્તાન!** સંપા૦ ગોપાલદાસ પટેલ 1-0-0
હિંદના પરમ મિત્ર ડિગ્બીના સુપ્રસિદ્ધ પુસ્તક Prosperous British India નું સારદોહન.

**હિંદુસ્તાનની ગરીબાઈ** સંપા૦ ગોપાલદાસ પટેલ 0-14-0
મહર્ષિ દાદાભાઈ નવરોજીના Poverty and Un-British Rule in India નામના હિંદી અર્થ-શાસ્ત્રના આદિગ્રંથરૂપ ઐતિહાસિક પુસ્તકનો સાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. પુસ્તકને અંતે મહર્ષિ દાદાભાઈનું ટૂંક જીવનચરિત્ર પણ આપવામાં આવ્યું છે.

**યંત્રની મર્યાદા** લે. નરહરિ પરીખ 0-14-0
યંત્રના ઉપયોગમાં લાભ ગેરલાભ શા છે તે વિચારી તેની મર્યાદા નક્કી કરવાનો પ્રયત્ન આમાં કરવામાં આવ્યો છે.

**નવજીવન કાર્યાલય**
**અમદાવાદ**

આચાર્ય ગિદવાણી સ્મારકમાળા ગ્રંથ-૪

# મારું ગામડું

બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા




ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

ભાઈ બબલભાઈનું 'મારું ગામડું' પ્રસિદ્ધ કરતાં અનેક રીતે આનંદ થાય છે. પ્રથમ તો એ કે, આ પુસ્તક સ્વ૦ આચાર્ય ગિદવાણી માળામાં પ્રગટ થાય છે. ગિદવાણીજીને આવાં પ્રકાશનો બહુ પ્રિય હતાં. તેથી એમના નામ સાથે જોડાયેલી માળા સમાજશાસ્ત્રની અનેકવિધ શાખાઓની કંઈકની કંઈક ચર્ચા કરતાં પુસ્તકોથી શણગારાય એ આ માળાના સંચાલકોની ઇચ્છા રહેલી છે. શ્રી. બબલભાઈનું આ પુસ્તક એ ઇચ્છાને સુંદર રીતે સંતોષે છે.

સાહિત્યની એક ચીજ તરીકે પણ આ ચોપડી કદાચ નવી ભાત પાડનારી છે. આપણા સાહિત્યમાં આ જાતનાં પ્રકાશનો વિરલ જ છે. મરાઠી સાહિત્યકાર શ્રી. ચાપેકરે 'આમચા ગાંવ'ના નામથી પોતાના બદલાપુર ગામનો શાસ્ત્રીય ચિતાર આપતો ગ્રંથ બહાર પાડ્યો છે. અને એની કદર સાહિત્ય-ક્ષેત્રમાં પણ થઈ છે. બબલભાઈનું આ પુસ્તક એવડો મોટો ને એવો વિસ્તાર-ગ્રંથ નથી. છતાં એમાં જે મૌલિકતા રહેલી છે અને કેટલાંક જે શબ્દચિત્રો તેમણે રજૂ કર્યાં છે, તે કેવળ સાહિત્યકારને પણ રુચશે એમ માનું છું.

પરંતુ પુસ્તકની આવી જાતની કદર તો તેના કલેવર પૂરતી થઈ. એની સાચી કદર તો તેનું ભીતર છે. ગાંધીજીએ ૧૯૩૪–૩૫ માં ગ્રામસેવાની હાકલ કરી તેને માન આપીને બબલભાઈ માસરા પહોંચ્યા. અને ત્યાં, 'કામ કામને શીખવે' એ સર્વોત્તમ ન્યાયે, ગ્રામસેવાને કામે વળગ્યા. આ પુસ્તક એના

અનુભવો વર્ણવે છે. એથી એમાં એ અનુભવકથનનો રસ પડવા ઉપરાંત આપણાં ગામડાંની સેવા કરવાના માર્ગો કયા કયા, તે માર્ગો પર જતાં કેવાં કેવાં વિઘ્નો આવે છે, તેમનો પ્રત્યક્ષ ઉકેલ કરવા જતાં કેવી જાતની મજા આવે છે, અને આ બધું કરતી વખતે સેવકને હંમેશને માટે તાજો અને પ્રફુલ્લિત રાખે એવો, ભોળાં ગ્રામજનોનો નિર્વ્યાજ પ્રેમ અને આસાએશ કેવાં મળતાં રહે છે—એ બધાનો ખૂબ જ રસિક અને બોધક હેવાલ આ પુસ્તકમાં છે. તેથી કરીને ગ્રામસેવકોને માટે તો આ પુસ્તક કીમતી સામગ્રી પીરસનારું નિવેદન છે.

હિંદના આર્થિક અને સામાજિક તથા ધાર્મિક વગેરે પ્રશ્નો પઢનારા સમાજશાસ્ત્રીને આ પુસ્તકમાંથી કદાચ કેટલીક નવી માહિતી મળશે. શાસ્ત્રીય ગ્રામ-તપાસોની ચોપડીઓ આપણી યુનિવર્સિટીઓ હવે છાપવા લાગી છે. તેમાં એક સર્વસમાન લક્ષણ એ જોવા મળે છે કે, તેમાં એક પ્રકારની સૂક્ષ્મ પરોક્ષતા અને 'અનાસક્તિ' યા, ભણેલ પરિભાષામાં કહીએ તો, 'શાસ્ત્રીય તટસ્થતા' જોવા મળે છે. આ પુસ્તકમાં એ લક્ષણ નહિ જોવા મળે; અને એનું કારણ તો સ્પષ્ટ છે—શ્રી. બબલભાઈ તટસ્થ શાસ્ત્રી તરીકે માસરાની તપાસે નહોતા ગયા. તેમને તો જીવંત સમાજ પાસે તેની સેવાર્થે રહીને, ગામડાના સમાજશાસ્ત્રનો સેવા દ્વારા અભ્યાસ કરવો હતો.

વળી, આ અભ્યાસ આપણી એક દલિત કોમનો છે એ એનું વિશેષ આકર્ષણ કહેવાય. હિંદની લઘુકોમોનો પ્રશ્ન એક જ રીતે કાબૂમાં આવી શકે એમ લાગે છે અને એ એમની જિગરથી કરાતી સેવા દ્વારા. એ રીતે જ્યાં સુધી આપણે એમને કુમકમાં નહિ લઈ શકીએ ત્યાં સુધી એ પ્રશ્નનો આખરી

ઉકેલ કદાચ નહિ જ મળી શકે. એમ કરવા જતાં સેવકે કેવી પૂર્વતૈયારી રાખવી જોઈશે એ શ્રી. બબલભાઈએ ઠીક ચીતરી બતાવ્યું છે. મુ૦ શ્રી. રવિશંકર 'મહારાજે' એમની 'અભિલાષા'માં આ વસ્તુ કહી જ છે, એટલે અહીં વધુ વિશદ કરવાની રહેતી નથી.

શ્રી. બબલભાઈએ આ પુસ્તક ગૂજરાત વિદ્યાપીઠને અર્પણ કર્યું છે. એનું સાદું કારણ એ જ છે કે, તે માને છે કે એમને સેવાદીક્ષા વિદ્યાપીઠે આપી છે. એની જ છત્ર-છાયામાં એ પોતાનું કામ કરતા આવ્યા છે. આ સ્થળે એમનો ટૂંકો પરિચય આપવાનું મારું કર્તવ્ય સમજું છું.

શ્રી. બબલભાઈ કાઠિયાવાડમાં હળવદના વતની છે. એમનું કુટુંબ વરસોથી કરાંચીમાં જ રહે છે અને તેમનું ભણતર ત્યાં જ થયું છે. ૧૯૨૮–૨૯માં તેમને રાષ્ટ્રસેવાએ ખેંચ્યા. ત્યારે ઉંમરે તે અઢાર વર્ષના હતા અને કરાંચાની સિંધ કૉલેજમાં પહેલા વર્ષમાં અભ્યાસ કરતા હતા. તે છોડીને એ વિદ્યાપીઠના ગ્રામસેવામંદિરમાં દાખલ થયા. પરંતુ વર્ગશિક્ષણ કરતાં કાર્યના પ્રત્યક્ષ શિક્ષણમાં જ એમને વધારે રસ હતો. તેથી વિદ્યાપીઠનાં કામોમાં તે ખૂબ ભાગ લેતા. પણ એ ભાગ એટલે મંત્રી, પ્રમુખ કે કોઈ પદધારી થવાનો નહિ. કામ કરવા માટે સ્વયંસેવક થવાનું જ એ પસંદ કરતા. પછી લડત આવી તેમાં ૧૯૩૪ સુધીમાં તે ત્રણ વખત જેલ ગયા. અને ત્યારનું જ એમનું કાર્યક્ષેત્ર ખેડા જિલ્લો એ અંકાઈ ગયું. કારણ કે, લડતમાં વિદ્યાપીઠના સેવકો અને વિદ્યાર્થીઓની ટુકડીઓ ગુજરાતના ભિન્ન ભિન્ન ભાગોમાં ગઈ, તેમાં બબલભાઈને ભાગે ખેડા જિલ્લો આવ્યો હતો. લડતમાંથી પાછા ફરીને આવ્યા અને નવું કામ વિચારવામાંથી તેમણે માસરા તરફ નજર કરી.

ત્યારથી ત્રણ વર્ષ સુધીનો—એટલે કે ૧૯૩૪ થી ૧૯૩૭ સુધીનો—આખો હેવાલ આ પુસ્તકમાં છે.

માસરા રહીને એમણે પોતાનો કાર્યવિસ્તાર પાસેના થામણા ગામ અને ઉમરેઠ સુધી કર્યો હતો. ત્યાંના વિદ્યાર્થીઓમાં તેમણે ઠીક ઠીક પગપેસારો કરેલો. ૧૯૩૮માં જ્યારે વર્ધા-યોજનાનો પ્રયોગ કરવાનું વિચારવામાં આવ્યું, ત્યારે આ એમની પૂર્વતૈયારીને લઈને થામણા ગામ પર પ્રથમ પ્રયોગની પસંદગી ઊતરી. અને ત્યારથી તેમણે પોતાનું મથક થામણા કર્યું છે. પણ તેથી માસરાને એ ભૂલ્યા છે એમ નથી, કેમ કે હવે તો માસરાના લોક એમને ભૂલે કે ભૂલવા દે એમ નથી. આજ પણ એ ગામ થામણા આવી બબલભાઈને પૂછી પૂછીને પોતાનું કામ ચલાવે છે; અને બબલભાઈ બરોબર એમનાં સુખદુઃખોમાં ભાગ લેતા રહે છે.

વિદ્યાપીઠની 'ગ્રામદીક્ષિત' પદવી પણ તેમણે લીધી નથી. પણ તે ગ્રામદીક્ષિત જ છે અને આ પુસ્તક પરથી વાચક જોશે કે તે પદવીની યોગ્યતા એ ધરાવે છે. 'મહારાજ'ની જેમ તે જીવન-વિદ્યાપીઠમાં પડ્યા છે અને તેમાંથી પોતાનો અભ્યાસ વધાર્યે જાય છે. એ અભ્યાસમાંથી આ પુસ્તક ઝરેલું છે. હવે મેં એમની પાસેથી અને મુ૦ 'મહારાજ' પાસે આખા ગુજરાતની બારૈયા કોમ વિષે હેવાલ માગ્યો છે. અને એ માગણી બેઉએ સ્વીકારી છે. 'મહારાજ' માટે એ તો રમત વાત છે; કોઈ ગણેશજીએ એમની પાસે બેસી તફાવાર પ્રકરણો પ્રમાણે હકીકતો માગવી જોઈએ, તો 'મહારાજ' બધી આપી દેવા તૈયાર છે. એ કામ કોમના પ્રત્યક્ષ સેવક બબલભાઈ કરશે. આ બે બારૈયા-સેવકોનું એ પુસ્તક ક્યારે થશે એ તો એ પણ ન કહી શકે, કેમ કે એમના કામમાંથી નવરાશ પર આધાર

રાખનારી એ વાત થઈ. દરમ્યાન, એની આગાહી અને બાનારૂપે આ પુસ્તક વાચક આગળ મૂકતાં ખરેખર પ્રસન્નતા ઊપજે છે. પ્રત્યક્ષ ગ્રામસેવાના આવા અભ્યાસો વધુ ને વધુ બહાર પડો એ જ આશા.

તા. ૧૭-૧૧-'૩૯

## પુનર્મુદ્રણ

પૂરાં બે વર્ષે આ રસિક અને બોધપ્રદ ચોપડી ફરી છપાય છે. ૧૦૦૦ પ્રત જતાં બે વર્ષ બહુ ટૂંકો સમય તો ન જ કહેવાય. પરંતુ ચોપડી લોકપ્રિય થઈ, એમ મનાય ખરું. એના હિંદુસ્તાની અનુવાદની પણ માગણી થઈ છે, જે વિદ્યાપીઠ તૈયાર કરાવે છે.

ચોપડીની નવી આવૃત્તિ નહિ, પણ જૂનીનું પુનર્મુદ્રણ જ છે, એ તો આ નોંધના મથાળા પરથી પણ સ્પષ્ટ છે.

છેવટે અહીં એક વાત ઉમેરું: માત્ર ગ્રામસેવકો જ નહિ, ગ્રામશિક્ષકો, અને વર્ધાશિક્ષકો તો ખાસ, આ પુસ્તક ભણે, તો ગ્રામશિક્ષણની એક મોટા મુદ્દાની વાત તેઓ ઝટ સમજી શકશે. વર્ધાશિક્ષકે તો પોતાના કામની તૈયારીમાં આ પુસ્તકને અવશ્ય ભણવું જોઈએ.

છપાણમાં કરકસર કરી થોડાંક પાનાં બચાવ્યા છતાં, આજની મોંઘવારીને પહોંચી વળવા એક આનો કિંમત વધારવી પડી છે, તે લાચારી દરગુજર કરવા વિનંતી છે.

તા. ૧-૧૨-'૪૧

# મારી અભિલાષા

ખેડા જિલ્લામાં બારૈયા કોમ એ મોટામાં મોટી કોમ છે. એ કોમમાં લગભગ ત્રણ લાખ માણસની વસ્તી છે. એ કોમ સાથે આપણો રોજનો વ્યવહાર છે. એમ છતાં એના સ્વભાવમાં, એના રીતરિવાજોમાં, કે એની રહેણીકરણીમાં રહેલા શુભાશુભ ગુણોનું આપણી પ્રજાને, આપણા કાર્યકર્તાઓને કે એ કોમને પોતાને સુધ્ધાં બરાબર ભાન નથી.

આજકાલ એ કોમ વિષે બે જાતના વિચારો પ્રવર્તે છે: એક મત એવો છે કે, એ કોમ લૂંટફાટ કરનારી, ધાડો પાડનારી, ખૂન કરનારી અને ચોરી લાવ્યા પછી મરણાન્તે પણ કોઈનું નામ ન આપે એવા સ્વભાવવાળી, આળસુ, વહેમી, પ્રમાદી, એક ટંકનું ખાવાનું હોય ત્યાં સુધી બીજી ટંકની ચિંતા ન કરવાવાળી, અજાણ્યાથી ડરવાવાળી અને 'જમ તમ' જીવવાવાળી છે. બીજો મત એવો છે કે, એ કોમ સંપીલી, બહાદુર, ઉદાર, ધર્મપ્રિય, સંઘપ્રિય, મળતાને માથું આપનાર, સરસ પરોણાગત કરનાર, જીભની મીઠાશવાળી, કષ્ટોને સહન કરવાવાળી, ગાય અને બ્રાહ્મણને પૂજનારી, ઐશ્વર્યભાવવાળી (પોતાની મહત્તાના ખ્યાલવાળી). અને એને આધારે જીવન ગુજારનારને પોષવાવાળી છે.

આવી કોમના સંબંધમાં અત્યાર સુધીમાં એના સુંદર ગુણોને પ્રકાશમાં લાવવા માટે સામાન્ય મીર બારોટોનાં ખુશામતભર્યાં કવિતો સિવાય કોઈ હકીકત બહાર આવી નથી.

એવાં ખુશામતભર્યાં કવિતોથી એનું કદી હિત થયું નથી. તેમ જ એને વિષે એકલી દ્વેષભરી અને હલકી વાતો ફેલાવવાથી પણ એ કોમનું કે સમાજનું હિત થયું નથી કે થવાનું નથી.

આ કોમ એટલી બધી વહેમ તથા અજ્ઞાનમાં સપડાયેલી છે કે, ચાલુ જમાનાને ઓળખીને દોડતા પ્રવાહમાં ભળી જવાની કે પોતાની જાતને સાચા સ્વરૂપમાં રજૂ કરવાની એની પાસે આવડત નથી; જેને લઈને આજે સરકારે એને ગુનેગાર કોમ તરીકે ઓળખાવી છે. આખી કોમ ઉપરના આ કલંકને નભાવી લેવામાં સમાજ તથા એ કોમ બન્ને જવાબદાર છે.

આવી સ્થિતિ છે એ વખતે સત્ય હકીકતો તથા આંકડાઓ રજૂ કરતું આ પુસ્તક બહાર પાડીને ભાઈ બબલભાઈએ કોમ તેમ જ સમાજ બંનેનું હિત કર્યું છે, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

આજની બેહૂદી રાજ્યવ્યવસ્થા તથા સમાજવ્યવસ્થાને કારણે આખા સમાજમાં ભૂખમરો પ્રવર્તી રહ્યો છે અને એ ભૂખમરાને લીધે સમાજમાં વહેમ, કુસંપ, ફૂટ, વ્યસન, ચૂસણનીતિ અને ડરપોકપણા જેવા અનેક દુર્ગુણો ઘર કરી બેઠા છે. ભણેલા પોતાની બુદ્ધિના ઓપથી આમાંના ઘણાખરા દુર્ગુણો ઢાંકી શકે છે. પરંતુ અતિશય ગરીબાઈ અને નર્યા અજ્ઞાનને કારણે પછાત કોમોના દુર્ગુણો એમનામાં રહેલા સદ્‌ગુણોને દબાવીને પણ બહાર તરી આવે છે.

આના નિવારણ માટે કાર્યકર્તાઓએ એમનો સહવાસ સાધી એમને એમનામાં રહેલા સદ્‌ગુણોનું ભાન કરાવવાની જરૂર છે. અને એમ કરવું હોય તો નિઃસ્વાર્થી, ચારિત્ર્યશીલ અને સમાજના હિતમાં તત્પર રહેવાવાળા સેવકોએ એમની

વચ્ચે જઈને બેસવું જોઈએ. આ બહાદુર પ્રજા પોતે જો પોતાના સાચા ક્ષાત્ર સ્વરૂપને ઓળખે તો આપણા જિલ્લાની સંપત્તિમાં એક સુંદર ઉમેરો થયો ગણાશે.

આ પુસ્તક મને બહુ ગમ્યું છે, કારણ કે એમાં નથી ભાટ–બારોટની ખુશામત, નથી કોમી તત્ત્વનું અભિમાન, કે નથી કોઈને હલકા પાડવાની દ્વેષબુદ્ધિ. મારી આખી જિંદગી મેં બારૈયા અને પાટણવાડિયા કોમની સેવામાં ગાળી છે. મારે મન હું હવે એ કોમથી જુદો રહ્યો નથી. એમનાં ઘરોમાં, ખેતરોમાં અને એમની સાથેના પ્રસંગોમાં મને જે કરુણ દશ્યો જોવા મળ્યાં છે એનું આબેહૂબ વર્ણન હું આ પુસ્તકમાં ચીતરાયેલું જોઉં છું.

આ પુસ્તકમાં વર્ણવેલી હકીકતો વાંચું છું ત્યારે હું પ્રત્યક્ષ જાણે એ લોકોની વચ્ચે બેસીને એમનું રોજનું જીવન ન નિહાળતો હોઉં, એવો અનુભવ મને થાય છે. ગામડાના ઝીણામાં ઝીણા પ્રસંગો પણ આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યા છે. એ કેવી રીતે વર્ણવી શકાયા એનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, પુસ્તકો વાંચીને અગર કોઈને મોઢેથી સાંભળેલી વાતોમાં પોતાની બુદ્ધિ ઉમેરીને માત્ર લેખનકળાથી આ માર્મિક પ્રસંગોનું વર્ણન ગોઠવી શકાય નહિ; પણ ગ્રામજનતાની વચ્ચે એના પોતાના થઈને ઉઘાડી આંખે અને ખુલ્લે કાને જ્ઞાનપૂર્વક રહેલો માણસ જ આવો ચિતાર રજૂ કરી શકે. બબલભાઈ આવા પ્રકારના માણસ છે. માસરા જેવા પછાત ગામમાં ત્યાંના લોકો સાથે એમના જ બનીને એ રહ્યા, લોકહૃદયના ઝીણામાં ઝીણા ભાવો અને વેદનાઓ એમણે અનુભવ્યાં, એમની સારીનરસી વૃત્તિઓ તથા એની પાછળ રહેલાં કારણો એમણે શોધ્યાં, અને ચાલુ

પરિસ્થિતિની સંકડામણથી ઉત્પન્ન થયેલી અકળામણ જોઈને એ અકળાયા, ત્યારે આ ચિતાર ચીતરાયો છે.

મહાત્માજીએ આજે સમાજમાં જે નવી દૃષ્ટિ ફેંકી છે તેને લઈને ગામડામાં સેવા કરવાની વૃત્તિ જ્યાં ત્યાં જાગ્રત થઈ છે. પણ આજકાલની કેળવણીએ આપણી જીવવાની રીતભાત એવી મોજીલી અને ઢીલીપોચી કરી દીધી છે કે એ રીતભાત જ આપણી સેવાવૃત્તિમાં અંતરાયરૂપ બને છે.

શારીરિક શ્રમથી કસાયેલું શરીર, બીજાને માટે ઘસાઈ છૂટવાની વૃત્તિવાળું મન, અને અટપટા પ્રશ્નનો તોડ કાઢી શકે એવી તીક્ષ્ણ બુદ્ધિ — આ મારી કલ્પનાના સેવકની લાયકાત છે. ગ્રામસેવક આખરે તો પ્રજાનો સેવક છે. પ્રજા એની શેઠ છે. જે સેવકની જરૂરિયાત શેઠ કરતાં વધારે છે એની સેવા શેઠ શી રીતે લઈ શકે? સેવક તો એ કે જે વધારેમાં વધારે આપે અને ઓછામાં ઓછું લે.

એમ છતાંય, મહાત્માજીની પ્રબળ પ્રેરણાને કારણે હિંદુસ્તાનના કેટલાય બુદ્ધિશાળી નવજુવાનો કોઈ અજ્ઞાત ગામોમાં જઈને બેસી ગયા છે. આવો દરેક સેવક પોતાના અનુભવોની નોંધ કરી આ પ્રમાણે પ્રજાની આગળ મૂકે તો આપણી સંસ્કૃતિનો આજ સુધી અંધારામાં પડેલો ભાગ પ્રકાશમાં આવે અને આ જાતનું ગામડાની પ્રજાનું સાહિત્ય સમૃદ્ધ થાય.

**રવિશંકર શિવશંકર વ્યાસ**

# અનુક્રમણિકા

१

# માસરામાં

માસરા ગામ ખેડા જિલ્લાના બોરસદ, આણંદ તથા નડિયાદ એ ત્રણ તાલુકાના ત્રિભેટા ઉપર આવેલું છે. બોરસદ તાલુકાના ડાકોરથી એ પાંચ માઈલ છે; આણંદ તાલુકાના ઉમરેઠથી પણ પાંચ માઈલ છે; અને નડિયાદ તાલુકાના ચુણેલ ગામથી માત્ર બે જ માઈલ દૂર છે. બીજી રીતે કહીએ તો, એ ચરોતર અને માળ ગાળાની વચ્ચોવચ આવ્યું છે, કારણ કે એની પશ્ચિમ દક્ષિણનો ભાગ તે ચરોતર અને ઉત્તર-પૂર્વ ભાગ તે માળ પ્રદેશ. ખેડા જિલ્લાની જે કાંઈ લીલોતરી તે ચરોતરમાં; અને માળ પ્રદેશ એટલે શુષ્ક વેરાન અને કોઈ કોઈ જગ્યાએ રડચાંખડચાં બાવળનાં જંગલ. માસરા ગામ આવા એક બાવળના જંગલ વચ્ચે વસેલું ગામ છે.

કોઈ પૂછે કે ખેડા જિલ્લામાં વસ્તી કોની? તો એમ કહેવાય કે બારૈયા અને પાટીદારની. એમાંય વસ્તીનો ત્રીજો ભાગ તો બારૈયા કોમનો જ. આ માળ પ્રદેશમાં પણ મુખ્ય વસ્તી બારૈયા કોમની છે. છેલ્લાં ૧૫–૨૦ વર્ષથી ઉજ્જડ વેરાનો તોડી તોડીને અને ગીચ બાવળીની ઝાડીઓ કાપી કાપીને કાનમ, વાકળ અને ચરોતરના જમીન-ભૂખ્યા પાટીદારોએ આ માળ પ્રદેશમાં દેખા દેવા માંડી. પહેલાં તો ચરોતરના થોડા પૈસાદાર પાટીદારોએ, પોતાની લાગવગને જોરે, અહીંની પડતર જમીન, નામની કિંમત આપીને, સરકાર પાસેથી કબજે લીધી, અને એમણે કાનમ વાકળના પાટીદારોને, ભારે દાણ લઈ લઈને, એ જમીનના ટુકડા વહેંચવા માંડ્યા. આ વખતે આ

જમીનદારો અને અહીંના મૂળ રહેવાસીઓ વચ્ચે ખૂબ કડવાશ વધી. બંને બાજુનો ત્રાસ પણ વધ્યો. આને પરિણામે જ કેટલાક બહારવટાં પણ ખેડેલાં.

થોડા વખતમાં જ્યાં ઘાસનાં જંગલેજંગલ હતાં, ત્યાં આ ખેતીકુશળ પાટીદારોએ કપાસના લાટ ઊભા કરી દીધા; તો તેની સાથે સાથે ઢોરોને ચરવાનાં ગૌચરોનો પણ નિકાલ આવી ગયો! લોભને કાંઈ થોભ હોય છે? ગમે તેમ, એમણે પરસેવો અને પૈસો બંને રેડીને, તથા આ માળ પ્રદેશમાં આવતાં અનેક સંકટોનો સામનો કરીને, ઉજ્જડ વેરાન પ્રદેશને આબાદ ખેતીવાડીમાં ફેરવી નાખ્યો. એમાં એમનાં સાહસવૃત્તિ, ઉદ્યોગ અને ખેતીપ્રિયતાનું જ દર્શન થાય છે.

આજે માળ પ્રદેશમાં જૂનાં ગામો અને આ નવા આવી વસેલા પાટીદારોનાં પરાંઓની ફૂલગૂંથણી થઈ ગઈ છે. આ નવી વસાહતોથી જૂનાં ગામોનું પહોળામાં મહાલવાનું સ્વાતંત્ર્ય ઝૂંટવાઈ ગયું છે. છતાં હજુ આ લાંબા પહોળા કપાસના લાટો વચ્ચે એ જૂનાં ગામો અલગ જ તરી આવે છે. આ જૂનાં ગામોમાં લગભગ બધી વસ્તી બારૈયાઓની છે. એમનો મૂળ ધંધો ખેતીનો નહિ, એટલે એ લોક ખેતીમાં ખૂબ પછાત છે. એમનું મૂળ કામ ઢોરઉછેરનું, ઝાડઉછેરનું, વળાવિયા કે રખાનું. સાથે સાથે ગામ નજીક થોડી ખેતી કરે ખરા, પણ એમાં બહુ દમ ન હોય. રોટલો કરી ખવાય એટલું પકવે. એ ઉપરાંત ભાડે ગાડાં ફેરવીને કાંઈક કમાય અને કોઈક કોઈક વખતે ચોરીલૂંટ પણ કરે.

પણ આ પાટીદારો આવ્યા પછી એમને પણ ખેતી કરવાનો શોખ લાગ્યો. દૂર દૂરથી આવીને પોતાના ગામ નજીકની જમીનોને ફાડી ખાઈ જનારાને જોઈને એમનો અહમ જાગ્યો. સાથે સાથે દેશમાં આવતી જતી જાગૃતિ તથા આર્થિક મંદીએ પણ એમને ખેતી તરફ ઢસડયા. આ રીતે એમની

ખેતી પહેલાં કરતાં સુધરી ખરી, પણ એમનો મૂળ સ્વભાવ ખેતીના ધંધાનો નહિ, એટલે ખેતીમાં એ પાટીદારોથી પાછળ જ રહ્યા. માસરા પણ આ જૂનાં ગામોમાંનું એક છે. તેની બધી વસ્તી બારૈયાની છે એટલું જ નહિ, પણ એક જ બાપની નવસોની વસ્તીવાળા આ ગામમાં માત્ર ત્રણ ચાર ઘર બીજી નાતનાં છે.

સહેજે પ્રશ્ન થાય કે, સેવાક્ષેત્ર તરીકે બીજું કોઈ નહિ અને માસરા ગામ જ મેં કેમ પસંદ કર્યું? સવિનય ભંગ બંધ થયા પછી મારે શું કરવું એનો વિચાર કરતાં મને એટલું તો ચોક્કસ જણાયું કે, મારે હવે કોઈ ગામડામાં બેસી જવું જોઈએ. આપણી સ્વરાજ્યની લડત અટકી પડે છે, એનું કારણ મને પ્રજામાં ઘર કરી રહેલું અજ્ઞાન લાગ્યું. એ દૂર થાય તો પ્રજા સ્વરાજ્ય માટે તૈયારી કરી શકે. અને એમ કરવું હોય તો ગામડામાં જઈને બેસવું જોઈએ. ગામડામાં જઈને બેસવું ખરું, પણ ત્યાં જઈને શું કરવું, એનો કોઈને અનુભવ ન હતો. ઘણી જગ્યાએથી સાંભળ્યું હતું કે ગામડામાં જઈને આ કરવું ને તે કરવું; ઘણી જગ્યાએ વાંચ્યું હતું કે ગામડામાં આટલું આટલું કરવાનું છે. પણ એ કેમ કરવું એનો મને અનુભવ ન હતો. એટલે વિચાર કર્યો કે એક વખત ગામડાનો અનુભવ તો કરું. ત્યાં પહોંચ્યા પછી શું કરવું — તે વિષે મગજમાં જે જે ભર્યું છે એમાંનું શું શું થઈ શકે એમ છે, ને કેવી રીતે — એનો આપોઆપ ઉકેલ જડી જશે.

આમ ગામડામાં જવાનું તો નક્કી કર્યું. પણ કયા ગામડામાં જવું? આનો જવાબ મળ્યો કે, જે લોકો વધુ પછાત હોય એમની પાસે જવું. જ્યાં ખૂબ કપરા અનુભવ થાય એવું હોય ત્યાં પહેલાં જવું. એટલે ગામડાના કામની કઠણાઈનો પૂરેપૂરો અનુભવ થઈ જાય. પછી માલૂમ પડી રહેશે કે, હું ગામડાના કામમાં ટકી શકું એમ છું કે નહિ. પછી સ્થાન બદલવું

હશે તો તેમ કરીશ. ગામડાનો આવો અનુભવ લેવા માટે હું ગામડાંઓમાં ફરવા લાગ્યો. અને એમાંથી મેં માસરા પસંદ કર્યું.

માળના એ પ્રદેશમાં ફરતી વખતે એ ગામ વિષે મને ઠીક ઠીક સાંભળવા મળ્યું હતું. કોઈ કહેતા કે, 'માસરાના લોકો એટલે વાત છોડો, મારા ભાઈ.' કોઈ કહેતા કે, 'માસરા એટલે આડો આંક.' હું પૂછું કે, 'એમ કેમ ભાઈ?' તો કહેશે: 'બહુ મસ્તીખોર'; 'ચોરી લૂંટ તો એમનું જ કામ'; 'ધોળે દહાડેય માસરાની સીમમાંથી એકલા ન નીકળાય.' આ બધું સાંભળતો જાઉં અને માસરાનો અનુભવ લેવાની મારી ઇચ્છા તીવ્ર થતી જાય. છેવટે હું માસરા પહોંચ્યો. બધી જાતની અગવડો અને મુશ્કેલીઓ આવવાની છે એવી ધારણા કરીને જ ગયો. ત્યાં જવા ગાડામાર્ગ હતો, પણ તે ઠેકાણા વિનાનો. રસ્તામાં બાવળી આવી, એટલે મનમાં થયું કે, જરૂર આ ગામ ભયંકર તો હશે જ. પણ ઠરાવ કરીને જતો હતો એટલે મારા મનમાં કશી બીક નહોતી. ઊલટું, નવા નવા અનુભવ થશે એવો આનંદ હતો.

ઉનાળાનો દહાડો હતો. ગામમાં પહોંચીને જોઉં છું તો આખું ગામ ખાલી જેવું હતું. દરેક ઘરને બારણે સાંકીનું કટલું પડેલું. એક જગ્યાએ ત્રણ ચાર જુવાનિયા માટીનાં કોટડાં ચણતા હતા. ત્યાંથી ખબર મળી કે ગામના લોકો તો બધા સીમમાં ગયા છે. મેં પીવા માટે પાણી માગ્યું. મનમાં જરાક કચવાતો હોય એમ, એક જણ નજીકના તળાવમાંથી પાણીની ડોલ ભરી લાવ્યો. પાણી ગંદું હતું. મેં રૂમાલથી ગાળીને પાણી પીધું. એમણે પણ પૂછપરછ શરૂ કરી: 'ક્યાંથી આવ્યા? આમ ક્યાં જશો?' મેં માહિતી આપી અને કહ્યું કે, આ બાજુનાં ગામડાં જોવા માટે હું ફરું છું. માસરા વિષે પણ થોડી પૂછપરછ કરી. પણ મારા ઉત્તરથી એમના મનને સમાધાન થયું હોય એવું ન લાગ્યું.

કલાકેક પછી મેં બીજા ગામનો માર્ગ પૂછ્યો અને રસ્તે પડ્યો. આટલાથી મને કશો ભારે અનુભવ ન થયો. પણ હું એટલું તો જોઈ શક્યો કે, ગામમાં ચારે બાજુ ગંદકી અને ગરીબાઈ ભરેલાં છે. પેલા જુવાનિયાની આંખોમાં અને એણે કરેલી પૂછપરછમાં ધૂર્તતા અને શંકા ભરેલાં છે, અને ચારે બાજુ નરી શુષ્કતા છવાયેલી છે, એ પણ મેં જોયું. અને મેં મનમાં ગાંઠ વાળી કે, આ ગામ અનુભવ કરવા જેવું તો લાગે છે. પછી તો એ પ્રદેશનાં બીજાં પણ કેટલાંક ગામો જોયાં. પણ મારી નજરમાં આ ગામ જ વસી ગયું. એટલે હું માસરામાં આવી પડ્યો.

ફરી એક દિવસ સવારે હું માસરામાં આવ્યો. સાથે નજીકના લાટના એક પાટીદાર ભાઈ પણ હતા. એમને ગામના લોકો સાથે ખેતી અંગે જૂનો સંબંધ હતો. આ વખતે ગામના લોકો ઘેર હતા. અમે ગામના એક આગેવાનને ત્યાં ગયા. આજુબાજુના લોકો ટોળે વળીને અમને જોવા લાગ્યા. એક ખાટલા ઉપર ગોદડું પાથરીને અમને બેસાડ્યા. વાત વાતમાં અમે જણાવ્યું કે, હું આ ગામમાં રહેવા આવવાનો છું. તરત જ પ્રશ્ન આવ્યો, 'શું કરવા?' મેં કહ્યું, 'રહેવાને; મારે ગામડાનો અનુભવ લેવો છે.' બધા કહે, 'સારું. વસ્તી વધે એ તો સારું જ ને?' પણ છતાં બધાની આંખમાં હું શંકા દેખતો હતો, અને ભાડાના મકાનની મેં માગણી કરી ત્યારે એ વધુ સ્પષ્ટ થયું. કોઈ મકાન આપવા તૈયાર જ ન હતું. એક બીજાનું બતાવે, બીજો ત્રીજાનું બતાવે. છેવટે એક ભાઈએ પોતાના નાના ભાઈના મકાનમાંથી એક ઢોર બાંધવાનો ઓરડો અને અરધી ઓસરી ત્રણ માસ માટે ભાડે આપવા કહ્યું, અને જણાવ્યું કે ચોમાસા પહેલાં એ મકાન મારે ખાલી કરી આપવું પડશે. મેં એની ખાતરી આપી. આમ હું માસરામાં ઘર લઈને વસ્યો.

ગ્રામજનતાની સેવા કરવાનાં અનેક સાધનો હોય છે. કોઈ દવાખાના દ્વારા, કોઈ નિશાળ દ્વારા, તો કોઈ અખાડા દ્વારા સેવાની શરૂઆત કરે છે. માણસ ગમે તે રીતે કે ગમે તે સાધન દ્વારા સેવા કરે, પણ એનું લક્ષ્ય તો એક જ હોવું જોઈએ કે, જે સમાજની આપણે સેવા કરતા હોઈએ એ સમાજને એની ચાલુ પરિસ્થિતિથી જાગ્રત કરવો, જેથી જે અવગુણો કે દુઃખોમાં તે ડૂબેલો હોય એમાંથી છૂટવાની એનામાં તાકાત આવે.

આમ છતાં ગ્રામસેવક ગામડામાં જઈને શું શું કામ કરે છે, અને કઈ રીતે એ પોતાનો આખો દિવસ ગામડામાં વિતાવે છે, એ જાણવાની ઇચ્છા ગામડામાં રસ ધરાવતા કોઈ પણ માણસને થાય એ સ્વાભાવિક છે. અને મને એ વાજબી લાગે છે. કારણ, ગ્રામસેવકની મોટામાં મોટી સેવા કે કુસેવા, એ પોતે ગામડામાં કઈ રીતે જીવન જીવે છે, એના ઉપર અવલંબે છે. માણસ વાતો ગમે તેટલી કરે, દેખાવ ગમે તેટલા કરે, પણ પ્રજા ઉપર કાયમની અસર તો એના જીવનની જ પડે છે.

આથી ગામડામાં જતા પહેલાં જ મારા જીવન માટે મેં નીચે બતાવેલા કેટલાક નિયમો ઘડી કાઢ્યા હતા. અને એના ઉપર હું હંમેશ ધ્યાન આપું છું.

૧. મારું અંગત બધું જ કામ — પાણી ભરવાનું, કપડાં ધોવાનું, રાંધવાનું, દળવાનું, વગેરે — જાતે જ કરવું.

૨. મારે નિયમિત કલાક દોઢ કલાક અભ્યાસ કરવો. પણ એ પુસ્તકોનું વાચન વહેલી સવારે ૪થી ૭ની અંદર જ કરવું.

૩. દિવસનો લગભગ બધો ભાગ સમાજને ઉપયોગી કાર્યમાં અગર તો કોઈ શરીરશ્રમભર્યા ઉત્પાદક કામમાં જ ગાળવો.

૪. સવાર સાંજની પ્રાર્થના નિયમિત કરવી.

૫. ખાસ કારણ સિવાય દિવસે કદી સૂવું નહિ.

૬. મારી જરૂરિયાત ઓછામાં ઓછી રાખવી.

મારી પાસે દવાખાનું કે અખાડા જેવી કોઈ જાણીતી પ્રવૃત્તિ ન હતી, પણ મેં મારા આખા દિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણે ગોઠવ્યો હતો :

| | | | | |
|---|---|---|---|---|
| સવારે | ૪ાા | થી | ૫ | પ્રાર્થના, દાતણ આદિ. |
| ,, | ૫ | થી | ૬ | ખાનગી અભ્યાસ. |
| ,, | ૬ | થી | ૬ાા | શૌચ તથા ઘરસફાઈ. |
| ,, | ૬ાા | થી | ૮ાા | ગ્રામસફાઈ. |
| ,, | ૮ાા | થી | ૯ાા | નાહવું ધોવું. |
| ,, | ૯ાા | થી | ૧૧ | રસોઈ કરી જમવું. |
| બપોરે | ૧૧ | થી | ૧૨ | કાંતવું. |
| ,, | ૧૨ | થી | ૩ | ગામલોકનાં ઘરોએ જઈ ઘરની સફાઈ કરવી કરાવવી. |
| , | ૩ | થી | ૫ | આગલી રાતે કહી રાખ્યું હોય એ ખેડૂતના ખેતરમાં જઈ કામ કરવું. |
| સાંજે | ૬ | થી | ૭ | ગામના લોકોને રમતગમત કરાવવી. |
| ,, | ૭ | થી | ૮ાા | પ્રાર્થના બાદ રાત્રીવર્ગ. |
| ,, | ૮ાા | થી | ૯ાા | સમૂહવાચન તથા (મોટાઓને) છાપાના ખબર આપવા. |

આ કાર્યક્રમમાં ઋતુ તેમ જ પરિસ્થિતિ જોઈને મારે ઘણા ફેરફાર કરવા પડતા. ઉનાળામાં ગ્રામસફાઈનું કામ બે કલાકને બદલે એક કલાકનું કરી નાખતો, અને સવારમાં નાનાં બાળકોનો એક વર્ગ ચલાવતો. એ જ પ્રમાણે ચોમાસે, શિયાળે ઘરસફાઈને બદલે ખેતરનું કામ વધી જતું, તો વળી

હરિજન-પ્રશ્ન ઊઠ્યો ત્યારે ગ્રામસફાઈનું કામ જ છ કલાક ચાલતું. લોકોએ રેંટિયો પકડ્યો ત્યારે મારા આઠ નવ કલાક રેંટિયા પીંજણ પાછળ જ જતા. કામની મોસમ વખતે સમૂહવાચન પૂરું થતા પહેલાં અગિયાર પણ વાગી જતા. ભાદરવાના તાવ વખતે દરદીઓ અને દવા પાછળ જ મારો ઘણો વખત જતો. આમ ફેરફારો થયા જ કરતા.

પ્રજા સારાસારનો વિચાર કરતી થાય અને સુખી થાય, એ માટે પ્રવૃત્તિઓ તો અનેક ઉપાડવી જોઈએ, અને મારાથી ઊપડી પણ જતી. એમ છતાં અમુક અમુક સમય પૂરતી હું ખાસ પ્રવૃત્તિ નક્કી કરતો. જેમ કે, શરૂઆતમાં મેં સફાઈ (ઘરની, ગામની તેમ જ શરીરની) લીધી હતી. પછી,

દારૂ, અફીણ અને ચા ઓછાં કરાવવાં,
બારમા તેરમાનાં ખોટાં ખર્ચ અટકાવવાં,
રેંટિયા અને ખાદીનો પ્રચાર કરવો,
ભૂત ભૂવાના વહેમો કાઢવા,
લેવડદેવડના હિસાબો રખાવવા,
ગામની આર્થિક તપાસ કરવી,
પાડા બકરાનો વધ અટકાવવો,
જાસાચિઠ્ઠીનાં નુકસાન બતાવવાં,
મીર, બારોટ અને ભવૈયાનાં નુકસાન દર્શાવવાં,
ખેતી અને ખાતરના વહેમ કાઢવા,
અક્ષરજ્ઞાન તથા બીજું જ્ઞાન ફેલાવવું, વગેરે.

આ ઉપરાંત કેટલીક પ્રવૃત્તિઓ તો આપોઆપ મારી પાસે આવી પડતી. જેમ કે, પોલીસ અમલદારોનો ત્રાસ; શેઠ શાહુકારોની પજવણી; હિમ અને દુકાળની રાહત; ભાદરવાના તાવ સામેની ઝુંબેશ; હરિજન પ્રશ્ન; અંદર અંદરના ઝઘડા; વગેરે વગેરે. મારે તો ખેડૂતોનાં દુઃખ તથા એનાં કારણો જાણી એના ઉકેલ કાઢવા હતા. હું ગામમાં આવ્યો એ વખતે

ત્યાં ઉનાળાની નવરાશ ભરાયેલી હતી. તેમાંય વળી મારા જેવો નવતર, એટલે નાના તેમ જ મોટા સૌ કુતૂહલવૃત્તિથી મારે ત્યાં બેસવા આવતા. શરૂઆતમાં તો મને આ ગમ્યું. હું લોકોની પાસે મારે જે કાંઈ કહેવું હોય એ કહેતો અને એ લોકો પણ મને ખૂબ પ્રશ્નો પૂછતા. હું રેંટિયો કાંતતો હોઉં તો એ જુએ, એને અંગે કાંઈક પૂછે. હું બધી વિગતો સમજાવું. બીજી અનેક વાતો થતી. આ બધામાંથી મને જાણવાનું ઘણું મળતું. પણ આખો દિવસ માત્ર વાતો જ ચાલે એમાં શો રસ રહે? મેં જોયું કે આ તો એક પ્રકારનો ડાયરો થયો. લોકો નવરા પડે એટલે હુક્કા લઈને અલકમલકની વાર્તા કરવા અને સાંભળવા મારે ત્યાં આવતા હોય એવું મને લાગ્યું. વાતમાં ને વાતમાં બીડી હુક્કાનાં નુકસાન તથા એમનામાં ક્ષણે ક્ષણે દેખાતાં આળસ, વાતોડિયાપણું વગેરે વિષે હું એમને ટકોર કરું. પણ, 'તમે કહો છો એ હાચું' એટલું કહેવા ઉપરાંત એમનામાં કશો ફરક પડતો નહિ. આથી પાંચ છ દિવસમાં હું કંટાળ્યો. કોઈક રેંટિયો કાંતવા ઇચ્છા બતાવે, પણ રેંટિયા ઉપર બેઠા પછી જરી વારમાં ઊઠી જાય. નવરા બેસવા માટે હું એમને વારંવાર કહેતો કે, 'જુઓ, હું કાંતું છું, પીંજું છું, સાંધું છું, કે એવું જ કાંઈક કામ કર્યા કરતો હોઉં છું, એમ તમે પણ કામમાં પરોવાયેલા રહો. માત્ર વાતો કર્યા કરો એ મને નથી ગમતું. હું કાંઈ તમારા કામ-ધંધા ખોટી કરાવવા અહીં આવ્યો છું?' પણ આની અસર એમના ઉપર બહુ નહિ થતી. આથી હું ઓસરીમાં કાંતતો હોઉં તો ઓરડામાં જઈને બેસું. એમ છતાં ઓસરી તો ભરાયેલી ને ભરાયેલી જ રહે: બે આવે ને બે જાય!

છેવટે મેં એક કડક નિયમ કર્યો કે, મારે ત્યાં આવનાર કોઈએ હુક્કો લઈને તો ન જ આવવું. આની અસર લોકો ઉપર જુદી જ થઈ. કેટલાકને એથી માઠું લાગ્યું ને પરિણામે

મારે ત્યાં આવનારા બહુ ઓછા થઈ ગયા. પણ એથી મારું કામ સરળ બન્યું ને નવી દિશા હાથ લાગી. હુક્કાવાળા મોટાઓની ધમાલમાં હું મારે ત્યાં આવતાં નાનાં બાળકોને નહોતો સંભાળી શકતો. હવે એ નાનાં ભોલકાં મારાં દોસ્ત થવા લાગ્યાં. એમને હું રેંટિયો આપું તો કલાક સુધી એની પાછળ મથવા એ તૈયાર હતાં. પણ એમને હું રેંટિયો આપું એ પહેલાં તો મારે એમનું બીજું કેટલુંય કરવાનું રહેલું હતું. હું એ ટોળાને લઈને કૂવે જતો, એમને પાણીથી ધમારતો, એમનાં ગંદાં ચીંથરેહાલ ડગલાં ધોઈ આપતો, અને પછી આખા સરઘસને લઈને ઘેર આવતો. આવીને એમની જોડે થોડી વાર વાતો કરું. મેલથી ભરેલા એમના લાંબા લાંબા નખ કાપું. કોઈ ફોલ્લાવાળાને મલમ ચોપડું. અને છેવટે ઘેર રવાના કરું. આની અસર એમની માતાઓ ઉપર થવા લાગી. સ્ત્રીમંડળમાં એની અનેકવિધ ચર્ચા થવા લાગી, પણ એ બધા પાછળ એમની પ્રસન્નતા દેખાઈ આવતી. ભોલકાંની સંખ્યા પણ વધવા લાગી. મારે હાથે પણ પાણી સીંચીને ફોલ્લા પડવા લાગ્યા. પણ એમાંય એક પ્રકારનો આનંદ હતો. કેટલાંક નાહીને પણ આવવા લાગ્યાં. એમને હું તકલી શીખવતો, વાત કહેતો, ગીત ગવડાવતો. હવે એમની માઓને પણ હું અવારનવાર મળવા લાગ્યો. જેનું છોકરું સ્વચ્છ હોય એને બે મીઠાં વેણ કહી ઉત્તેજન આપું, અસ્વચ્છ હોય એને સ્વચ્છ રાખવાનું કહું, ફોલ્લાવાળું હોય એને માટે દવા લઈ જવાનું કહું.

એક વાત કહેવાની રહી ગઈ. હું ગામમાં રહેવા આવ્યો તે દિવસથી જ, જે ઘરમાં હું રહેતો હતો એનું આંગણું તથા એની સામેની જાહેર શેરી, એક નિયમ તરીકે, હું રોજ વાળતો આવ્યો છું. ઉનાળાનો પવન મારી ઉઘાડી ઓસરીને ધૂળથી ભરી દેવા માગતો, એટલે એની સાથે તો મારે દિવસમાં અનેક

વખત ઝાડુ લઈને બાખડવું પડતું. એ જ પ્રમાણે રોજ સાંજે પ્રાર્થના કરવાનો પણ મારો એક નિયમ હતો ને છે. એ વખતે બેસવા માટે અમુક માણસો નિયમિત આવે. પ્રાર્થના પછી ભજન ગાઉં, નવા સમાચાર કહું, અને પછી મહાભારતનાં પાત્રો કે એવું કોઈ સારું ધાર્મિક અને રસ ઉત્પન્ન કરે તેવું પુસ્તક વાંચું. એમાં બહુ લોકોને રસ પડતો. આમ મોડી રાત સુધી અમારું કામ ચાલે.

એકાદ માસમાં સવારમાં મારે ત્યાં નાનાં ભોલકાંઓનો એક વર્ગ શરૂ થયો. આ વર્ગમાં પહેલું ગીત, પછી તકલી, પછી કાંઈક અક્ષરજ્ઞાન, અને છેવટે વાર્તા એવો ક્રમ રાખતો. એમ ૮ વાગ્યે શરૂ થયેલો વર્ગ ૧૦ાા વાગ્યે પૂરો થાય. પછી નિશાળિયા ગોવાળિયા બનીને સીમમાં જાય અને હું મારું ખાવાનું પકાવવા બેસું. પેટપૂજા પતે એટલે હું કાંતવા બેસું. બપોરના હવે મેં લોકોને ત્યાં બેસવા જવાનું રાખ્યું હતું. એ વખતે એમને ત્યાં બેસું, ચાલુ વાતચીતમાં અગર કામકાજમાં ભાગ લઉં, અને એ મારફત સાથે સાથે ઘરની પરિસ્થિતિ પણ નિહાળી શકું. પાણિયારા પર રહેવો જોઈતો લોટો ઓસરીમાં આળોટતો જોઉં, તો એને ઉપાડી પાણિયારા પર ગોઠવું. કપડાં ગમે ત્યાં રખડતાં હોય તો વળગણીએ મૂકું. છાપરાનાં બાવાં, બીજી ગંદકી, અવ્યવસ્થા વગેરે કાઢવા લાગું. પણ હું આ કામ હાથ ધરું એ પહેલાં તો ઘરના લોકો કહેશે, 'તમે ના કરશો. તમે અમને કહો એમ અમે ગોઠવીએ છીએ. અમારા ઘરમાં તમને સાફસૂફ કરવા દેવાય કે?' અને એમ કહીને મને રોકે. પણ તે દિવસે એ ઘર કાંઈક વ્યવસ્થિત અને સ્વચ્છ તો બને જ; અને ફરી બેસવા આવું ત્યારે ઘર વધારે સ્વચ્છ જોવા મળશે એવી આશા પણ બંધાવે. આ સાથે સાથે ઘરની બીજી અનેક વાતો થાય. દારૂ પિવાતો હોય તો કેટલો પિવાય છે? શા માટે બંધ નથી કરતા? શું ખાઓ

છો, શું પીઓ છો, વગેરે. આમ ૫૦–૬૦ ઘેર ફર્યો, એટલામાં તો એક વાતાવરણ ઉત્પન્ન થયું કે, બબલભાઈ આપણે ઘેર જોવા આવશે; બાવાં ફાવાં પાડી નાખજો, હાં! સાંજે વળી છોકરાં ખેતરમાંથી આવ્યાં હોય એમની સાથે રમતગમત ગોઠવીએ. પણ મારો આ કાર્યક્રમ કોઈ દિવસ કાયમ નથી રહ્યો. ખેડૂતનાં કામકાજ બદલાય એમ મારો કાર્યક્રમ બદલાય.

ચોમાસાની મોસમ શરૂ થયા પછી ખેડૂતો ખેતરમાં જ હોય. બૈરાં છોકરાં સૌ ૧૦–૧૧ વાગે તે પહેલાં સીમમાં નીકળી ગયાં હોય અને ગામ વાંદરાંને હવાલે થયું હોય. પછી વાંદરાં, છાપરાં ઉપર કે ઝાડ ઉપર, જે જાતનો નાચ કરવો હોય એવો કરે, અને નળિયાંનો કચ્ચરઘાણ કાઢે.

આ મોસમમાં હું પણ સવારમાં પરવારીને ખેતર જાઉં. રોજ નવા ખેતરમાં અને ત્યાં જે કામ ચાલતું હોય એમાં મારી આવડત પ્રમાણે અને શક્તિ જોગું કામ કરું. કોઈક વખતે મને કામ ન આવડે ત્યારે ઊભા ઊભા જોયા જ કરવું પડે. પણ આ બધા પ્રસંગોમાં અમારે ઘરની અનેક વાતો થાય અને એકબીજાનો સંબંધ પણ વધુ ગાઢ થતો જાય. ખેતી સંબંધે પણ બીજા પ્રદેશની ખેતીમાં અને આપણી ખેતીમાં શો ફરક છે, કઈ સારી છે, આપણી શી ભૂલ છે, એવી એવી વાતો થાય.

આ રીતે દિવસે દિવસે ગામલોકો સાથેનો મારો સંબંધ વધતો ગયો. એમને એમ થઈ ગયું કે, આ માણસ આપણું હિત ચાહવાવાળો છે; એ કદી આપણું ખોટું તો ન જ કરે. ગામમાં પ્રથમ આવ્યો ત્યારે કેટલાકના મનમાં શંકા હતી કે, આ તે કોઈ જાસૂસ હશે કે કોઈ છેતરવાવાળો હશે? એ શંકા હવે ચાલી ગઈ અને સૌ મન ખોલીને મને વાતો કરવા લાગ્યા. પેલા ચોર લૂંટારા અને ઘાતકી લોકો વિષે મેં જે વાતો સાંભળી હતી, એ તો મારા મગજમાંથી ક્યારે ખસી ગઈ એનો

મને ખ્યાલ પણ ન રહ્યો. વધારામાં ગામલોકો તો મારી દરકાર રાખીને મને પ્રેમથી નવડાવવા લાગ્યા. હા, એમાંનો કોઈ ડોસો કોઈક વખતે એનું જૂનું પુરાણ બોલે ત્યારે, એ લોકો કોઈકનાં બાંધેલાં ઢોર છોડી લાવીને ભાંજગડમાંથી કેવા પૈસા કમાતા, એ લોકો પોતાના ગામને સીમાડેથી પરગામીને ઢોલ નગારું કેવું ન વગાડવા દેતા, ગામમાં એકસંપીને કારણે કેવું એમનું રાજ્ય હતું, બાસરાના રખાનું એક છોકરું પણ વળાવિયા તરીકે સાથે હોય પછી લોકો કેવા નચિંત રહેતા, અમારા ગામના બહારવટિયાને શોધી શોધીને પોલીસ થાક્યા અને છેવટે એને છોડી મૂકીશું એવી ખાતરી મળવાથી એ કેવો અચાનક ફોજદારના ખાટલા પાસે જ ફૂટી નીકળ્યો, એ બધી વાતો મને એના અફીણના નશામાં સાંભળવા મળે. પણ હું એટલું તો જોઈ શક્યો કે, એ આપણા જેવા જ પ્રેમાળ અને સરળ લોકો છે. માત્ર એમની પરિસ્થિતિ અને ગરીબાઈ એ જ ભૂતકાળમાં એમની પાસે આવું આવું કરાવ્યું છે. આજે પહેલાં કરતાં એમની ખેતી સારી છે. એ સુખી છે. પહેલાં મહુડાં શેકીને તે ખાઈને દહાડા ગુજારવા પડતા; તેને બદલે આજે એમની કોઠીમાં બાવટો કે કોદરા તો હોય છે. એમ છતાં મૂળ સ્વભાવ કાંઈ સમૂળગો જાય? કોઈક વખતે જૂની વૃત્તિ ફરી જાગી ઊઠે પણ ખરી.

પછી તો એ લોકો ગામમાં કોઈ મહેમાન આવ્યા હોય તો એમને પણ મારે ત્યાં લઈ આવે, અગર મને પોતાને ઘેર બોલાવે અને કહે, 'તમે કંઈક કહો.' લગ્ન કે મરણ પ્રસંગે બધા ભેગા થયા હોય ત્યારે મને બોલાવે, વચ્ચે ગોદડું પાથરી બેસાડે, અને કહે, 'કાંઈક કહો.' હું એમને અનેક વાતો કહું. લગ્નમરણનાં ખર્ચો ઓછાં કરવાનું કહું; અફીણ પાછળ થતું સેંકડોનું ખર્ચ અટકાવવા કહું; રહેણીકરણી સુધારી બધાને છે એવું ઊંચું સ્થાન મેળવવાનું કહું. આ રીતે આજુબાજુનાં

ગામો સાથે પણ સહેજે મારો સંબંધ સંકળાયો. પછી તો મારે આજુબાજુનાં ગામોમાં પણ જવાનું થાય. આ જાતના પ્રચાર પછી અમારે ત્યાંથી લગભગ અડધોઅડધ ચા નીકળી ગયો.

ગામમાં પેઠો કે તરત જ મારું પહેલું ધ્યાન ગંદકીએ ખેંચ્યું. ગામ વચ્ચોવચ ઉકરડા હતા. શેરીઓ તો છાણ અને મૂતરથી ભરપૂર હતી. એવી ધૂળથી જ નાનાં છોકરાં નહાતાં હતાં. એમનાં નાક, કાન અને મોઢામાં સુધ્ધાં એ જતી. આ જોઈને મને એમ લાગ્યું કે, મારે આનું તો કાંઈક કરવું જ જોઈએ. પણ એ સ્વચ્છતા વિષે તો હું એક સ્વતંત્ર પ્રકરણમાં જ કહીશ.

આ ગામમાં એક ભયંકર રિવાજ પાડાવધનો હતો. ભાદરવાની ઉજાણીએ દર વર્ષે બે પાડા અને એક બકરો અહીં માતાને નામે વધેરવામાં આવે. શરૂઆતમાં મને આની ખબર જ ન હતી. પણ ઉજાણી પહેલાં વીસેક દિવસે, મારે ત્યાં આવતા વિદ્યાર્થીઓ દ્વારા મેં એ વાત જાણી. પછી તો મેં એની તપાસ કરવા માંડી. પણ કોઈ સાચું કહે જ નહિ. પણ મારી પાસે સાચી અને વિગતવાર હકીકત આવેલી, એટલે છેવટે બધું બહાર તો આવ્યું જ. કોઈ કહે, 'એ તો માતાબાઈનો હુકમ છે, એ બંધ ન થાય.' કોઈ કહે, 'એ બંધ કરીએ તો ગામ ઉપર મહા અનર્થ આવી પડે.' પણ વીસ દિવસના સતત પ્રચાર, પ્રયત્ન અને સમજાવટથી છેવટે એ બંધ તો થયો. પાડા મારવાને બદલે બ્રાહ્મણ જમાડવાનું શરૂ થયું. પણ આ ફેરફાર કરાવવામાં પણ મારે એમની સાથે ઠીક ઝઘડવું પડેલું. પણ આટલા મહિનાઓ સુધી હું એમની વચ્ચે રહ્યો, કામ કર્યું, અને પ્રેમ બંધાયો એ બધું અદૃશ્ય રીતે કામ કરી રહ્યું હતું, એટલે જ હું એમાં ફાવ્યો એમ મને લાગે છે. ત્યાર પછી ભાદરવાની ઉજાણીના વધ હમેશ માટે બંધ થઈ ગયા છે.

હરિજન-પ્રશ્નને મેં પહેલેથી જ હાથમાં નહોતો લીધો, કારણ કે હું આખા ગામનું કામ કરવા માગતો હતો. પણ આપોઆપ એ પ્રશ્ન જ મારી પાસે આવી પડ્યો. એક સાંજે એક હરિજન ભાઈ, વીંછી કરડ્યો હોવાથી, જેમ બીજા દવા મુકાવવા આવતા એમ દવા મુકાવવા આવ્યો. મેં એને દવા મૂકી. પણ એટલામાં આજુબાજુના લોકો ભેગા થઈ ગયા અને હું એને અડક્યો એથી મારી ચર્ચા જોવા લાગ્યા. હું તો કામ પત્યું એટલે ઘરમાં ગયો અને હાથ ધોઈને બીજે કામે વળગ્યો. બધા કહે, આ તો નાહ્યો પણ નહિ! પછી તો ચર્ચા શરૂ થઈ. આ બનાવ મારા ત્યાં ગયા પછી ચારેક મહિને બન્યો. ચર્ચાએ ખૂબ ગંભીર સ્વરૂપ પકડ્યું. મારી વધારે નજીક આવ્યા હતા એ કેટલાક મારે ઘેર આવી આવીને કહી જવા લાગ્યા કે, 'બીજું બધું કરો, પણ આ ન કરો.' હું એમને સમજાવું કે, 'એમાં શું ખોટું છે?' એમની પાસે દલીલ એકેય નહોતી, સિવાય કે આજ સુધી બધા પાળતા આવ્યા છે. મેં કહ્યું, 'હું તમારી પાસે આવું કાંઈ પરાણે ન કરાવું. પણ મારા વર્તનમાં તમારે વચ્ચે ન પડવું જોઈએ.' પણ આ વિષયે એટલું ગંભીર સ્વરૂપ ધારણ કર્યું કે મને લાગ્યું કે હવે મારે ઘર છોડવું પડશે. ઢેડવાડામાં જઈ વસવું એમ હું વિચારવા લાગ્યો, પણ તે વસ્તી પણ કાંઈ એથી વધારે મારું મારું સ્વાગત કરે એવું ન લાગ્યું, કારણ કે એમાંના ઘણાખરા ગામલોકોનાં ખેતરો જ ભાગે ખેડતા હતા, એટલે એમના ઉપર ગામલોકોનો સીધો આર્થિક અંકુશ હતો. મને લાગ્યું કે, આ સ્થિતિમાં તો મારે ગામ જ છોડવું જોઈએ. કારણ, માત્ર હરિજનોની સેવા પણ અહીં અશક્ય હતી. વળી વિચાર આવ્યો, 'બીજા ગામમાં પણ આવું નહિ થાય એની શી ખાતરી?' છેવટે બહુ વિચાર પછી એવું ઠરાવ્યું કે, હમણાં આ પ્રશ્નને ન છેડવો. ઉશ્કેરાયેલું વાતાવરણ શાંત

પડે, એટલે આભડછેટની સૂગ ઓછી થાય એવું વાત વાતમાં શિક્ષણ આપવું અને નવું વાતાવરણ પેદા કરવું. ત્યાર બાદ પણ જો આ જ જાતનો વિરોધ કાયમ રહે તો ગામ છોડવું. આ માટે મેં ચાર માસની મુદત બાંધી.

થોડા દિવસમાં આભડછેટે ઊભો કરેલો અસંતોષ ભુલાઈ ગયો, કારણ લોકોને એ સિવાય બીજું ઘણું ગમતું હતું. મારી ધારણા પ્રમાણે મારું કામ તો ચાલતું જ હતું. એટલામાં એક દિવસ સાંજે હું ખેતરમાંથી આવું છું ત્યારે શું જોયું? મુક્તિફોજના સાહેબ તથા એમનો સંઘ ગામ વચ્ચે ઊભા છે. સાહેબ અંગ્રેજી ભાષામાં ભાષણ કરે છે. એક દુભાષિયો ગુજરાતીમાં તરજુમો કરે છે કે, 'ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા સિવાય કોઈને મુક્તિ મળતી નથી, માટે ખ્રિસ્તી ધર્મ સ્વીકારો.' ગામના લોકો તમાસો આવ્યો હોય તેમ બધું દૂર દૂર ઊભા જોતા હતા. ભાષણ પૂરું થયા પછી સાહેબે મારી સાથે હાથ મેળવ્યા અને કહ્યું કે, 'સાંજે ઢેડવાડામાં સભા છે ત્યાં તમે આવજો.' મેં કહ્યું, 'ઠીક, આવીશ.' પણ સાહેબે મારી સાથે હાથ મેળવ્યા, એટલે લોકોને થયું કે બબલભાઈ ઢેડાઓને અડયા. અડયા પછી હું નહાતો નથી એ તો એ જાણતા જ હતા, છતાં ખાતરી કરી. તે દિવસે રાત્રિવર્ગમાં રોજ ૨૭ વિદ્યાર્થી આવતા તેને બદલે ફક્ત ૩ આવ્યા. મેં કહ્યું, 'કેમ?' તો જવાબ મળ્યો કે, 'તમે તો ઢેડને અડકીને નહાતા નથી ને?' મેં એમની સાથે થોડી વાતો કરીને ઝટ ઝટ વર્ગ આટોપી લીધો. વિચાર્યું કે, હવે ચાર મહિનાની મુદત પણ પૂરી થવા આવી છે અને આ એક સહેજે આવી પડેલો પ્રસંગ છે, તો ચાલો છેવટનો નિકાલ લાવીએ. રાત્રે આઠેક વાગ્યે હું ઢેડવાડામાં જવા ઊપડ્યો. સામાન્ય રીતે એ બાજુ જાઉં ત્યારે કોઈનું ધ્યાન ન ખેંચાતું, પણ આજે તો થોડી વારમાં મારી પાછળ એક ટોળું આવવા લાગ્યું. કોઈ કહેવા

લાગ્યા, 'ગામ બધું વટલાવી માર્યું;' 'આવું કરવું હતું તો શા માટે અમારા ગામમાં આવ્યા?' 'જો સાજા સમા રહેવું હોય તો ચાલ્યા જજો અમારા ગામમાંથી.' એક જણ તો કહે કે, 'જો કાલે કૂવે ચડે તો કૂવામાં જ ધકેલી દો.' મેં જોયું કે અત્યારે કશાનો જવાબ આપવાનો વખત નથી. એટલું લાગ્યું કે આજે કાંઈક નવાજૂની થશે ખરી. અંધારું ઘોર હતું. પાછળ લાકડીઓ અને ધારિયાંવાળાઓનું ટોળું આવતું હતું. હું તો હરિજનવાસમાં ગયો. ત્યાંની ભજનમંડળીમાં બધા સાથે જઈને બેઠો. મારી પાછળ આવેલું ટોળું દૂર અસ્પૃશ્ય માફક ઊભું રહીને બધી ચેષ્ટા જોવા લાગ્યું.

સાહેબે વાત શરૂ કરી. તે મને કહે કે, 'તમે આ ગામમાંથી થોડાં ખ્રિસ્તી થવાનાં ફૉર્મ ભરાવી આપો.'

મેં કહ્યું, 'તમે અહીંની પરિસ્થિતિ તો જરા જાણો. હું અહીં આવ્યો છું એટલાથી જ શું થવાનું છે એની તમને ક્યાં ખબર છે?'

ત્યારે સાહેબે કહ્યું, 'તરો તમારા પૂરતું તો ફૉર્મ ભરો.'

મેં કહ્યું, 'મને મારા ધર્મ વિષે જરાય અસંતોષ નથી, પછી મારે શા માટે એવું કાંઈ કરવું જોઈએ?'

ભજનો થયાં. સાહેબે થોડું પ્રવચન કર્યું. પછી મેં પાંચેક મિનિટ બોલવાની રજા મેળવી. ખ્રિસ્તી થયેલાઓને ઉદ્દેશીને મેં તો એટલું જ કહ્યું કે, 'તમે આજે ધર્મ બદલ્યો છે, પણ એ કાંઈ સમજણપૂર્વકનો ધર્મબદલો નથી. તમે તો ખ્રિસ્તી થવાથી સુખ સગવડ વધશે એવી લાલચના માર્યા ધર્મબદલો કર્યો છે. પણ ધર્મબદલો કરવાની એ રીત નથી. કાલે કોઈ ત્રીજો વધુ લાલચ લઈને આવશે તો તમે નવો ધર્મ લેશો? પણ તમે આજે નવો ધર્મ સ્વીકાર્યો છે જ તો પછી હું તમને એટલું કહું કે એ ધર્મને સાચી રીતે સમજો. હિંદુ ધર્મ દારૂ કે મુડદાલનો નિષેધ કરે છે તો ખ્રિસ્તી ધર્મ

કાંઈ એનો સ્વીકાર નથી કરતો. સાચો ખ્રિસ્તી ધર્મ તો એનો વિરોધ જ કરે છે. એટલે આજના દિવસને જો તમે પવિત્ર દિવસ ગણતા હો તો આજથી મુડદાલ માંસ અને દારૂ છોડી દો.'

હું બોલ્યો એમાંનું સાહેબને બહુ થોડું ગમ્યું હોય એવું લાગ્યું. પણ એ કશું બોલ્યા નહિ. ત્યાર પછી તો હું ઘેર આવવા નીકળ્યો. મારી પાછળ તો ગામલોકોનું મોટું ધાડું! ઘરે આવીને ખાટલો આંગણામાં બહાર કાઢ્યો અને હું તો લાંબો થઈને સૂતો. બધા જોઈ જ રહ્યા. હું કોઈનો સાથે બોલતો નથી. એ બધા પોતાને ફાવતા ઉદ્‌ગારો કાઢ્યા કરે છે, વાતો કર્યા કરે છે. કોઈ મને ઘર આપ્યું હતું એ ઘર-માલિકને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, ઘર ખાલી ન કરાવે તો એને નાત બહાર મૂકો. રાત્રે ૧૧ વાગ્યા પછી એ બધા ગયા. મેં વિચાર કરી લીધો કે, હવે કાલે કાંઈક નવું થવાનું ને તૈયારી કરી લેવાની. ઘણે ભાગે ગામ છોડવું પડશે. અને ન છોડવું પડે તો શું કરવું એ પણ વિચારી લીધું. પછી ઘસઘસાટ ઊંઘી ગયો.

સવારમાં વહેલા ઊઠી પ્રાર્થના કરી પરવાર્યો અને દિવસ ઊગતાં જ રોજ માફક સફાઈ કરવા ગામમાં ગયો. મને જોઈને આવતા જતા લોકો કહેવા લાગ્યા, 'ગામમાં બધે બોળાવાડો કરી મૂક્યો.' કોઈ કહે, 'કેવી રૂપાળી આબરૂ મેળવી હતી! એ બધા ઉપર પાણી ફેરવ્યું.' હું એક પણ હરફ ઉચ્ચાર્યા વિના પાવડા વતી રસ્તાની બંને બાજુએ ઊગેલું ઘાસ ખોદ્યા કરતો હતો. ખાડા હતા ત્યાં પૂરણી પૂરતો હતો, અને કચરો હતો ત્યાં વાળી કાઢતો હતો. રોજ બે કલાક સફાઈ કરતો હતો. પણ આજથી મારી સફાઈ છ કલાકની શરૂ થઈ. બપોરે એક વાગ્યે ઘેર ગયો. પછી નાહ્યો, રાંધ્યું અને ખાધું. પછી ચાલ્યો રેંટિયો. મારે ત્યાં આવનારા જનારા બહુ ઓછા થઈ ગયા.

રાત્રિવર્ગમાં ત્રણને બદલે પાંચ આવ્યા, પણ એમણે માગણી કરી કે મારે ઢેડને અડવું નહિ. મેં એમને સમજણ પાડી કે એમાં કશું ખોટું નથી. તો એક જણ કહે કે, 'અમે હોઈએ ત્યારે ન અડવું.' મેં કહ્યું, 'એના કરતાં તો હું અડું ત્યારે તમે તમારી આંખો બંધ કરી દો એ જ સારું ને.' પણ એ પાંચ સાતનો વર્ગ ચાલુ જ રહ્યો. મારો આ જાતનો કાર્યક્રમ છએક દિવસ ચાલ્યો, એટલામાં તો ગામ ઊજળું ઊજળું થઈ ગયું. રસ્તા ઊડીને આંખે વળગે એવા ચોખ્ખા થઈ ગયા. હજુ હું વાળતો હોઉં ત્યારે લોકોમાં માંહોમાંહે વાતો ચાલતી, પણ એનું સ્વરૂપ બદલાઈ ગયું હતું. કોઈ કહેતા, 'એક આ અડવાનું છોડી દે તો કેવું સારું!' કોઈ કહેતા, 'ગમે તેમ પણ આપણું ગામ કેવું રૂપાળું થઈ ગયું છે!' મને સમજાયું કે, પારો હવે ઠેકાણે આવતો જાય છે. પંદરેક દિવસ પછી એ એથી પણ નીચે આવ્યો. હવે હું વધારે ઓળખાણવાળા-ઓનાં ખેતરોમાં જવા લાગ્યો. પણ દરેક જગ્યાએ પ્રશ્ન એક જ પુછાતો કે, 'તમે આવું ન કરો તો કેવું સારું?' અહીં હું એમને મારું દિલ ખોલીને જેટલી સમજણ પાડી શકાય એટલી પાડતો, અને એમના મનનું સમાધાન કરતો. એમ કરતાં કરતાં ફરી હું લોકોને ત્યાં કેમ જતો થઈ ગયો અને લોકો મારે ત્યાં કેમ આવતા થઈ ગયા, એની લોકોને કે મને કોઈને ખબર ન પડી. કોઈ ઢેડભંગી દવા મુકાવવા આવે તો હું હજુ એને અડકીને જ દવા આપતો, પણ એથી બહુ ઊહાપોહ ન થતો. કોઈક વખતે એકાદ માણસ પોતાનો અસંતોષ જાહેર કરતો, પણ સામાન્ય રીતે સૌ આંખ આડા કાન કરીને ચાલ્યા જતા.

આ સાથે સાથે મારા મકાનની વાત પણ કહી દઉં. કોઈને આશ્ચર્ય થશે, પણ મને ત્રણ મહિના માટે આપેલા મકાનમાં તો હું બે વર્ષ રહ્યો. એટલું જ નહિ, પણ ઘરધણીએ મારી પાસેથી એક દિવસનું પણ ભાડું ન લીધું! વચ્ચારામાં

ઘરધણીએ મને ઘરમાં રાખવા બદલ અમલદારોનો તેમ જ હરિજન-પ્રશ્ન વખતે ગામલોકોનો રોષ વહોરી લીધો એ જુદું. ઘરમાલિકે તેમ જ આડોશીપાડોશીએ મારા તરફ મમતા રાખીને મારાં અંગત તેમ જ ગામનાં કામોમાં ઘણી મદદ કરી છે અને હજુ પ્રસંગ આવ્યે કરે છે. પણ હું એટલું હંમેશ અનુભવતો હતો કે, સ્વતંત્ર મકાનની મારે ભારે ખોટ છે. ગામમાં બીજું કોઈ સારું મકાન મળે તેમ ન હતું અને મકાન બાંધવાની જમીન તો ક્યાંય દેખાતી જ નહોતી. કારણ, આ ગામના ઘરડિયાઓએ ગામનાં મકાનો બાંધવા માટેની માટી ગામની ચારે બાજુ નજીકમાં જ ફરતી એક ખાઈ થઈ જાય એવા ખાડા ખોદીને જ વાપરી હતી. એટલે ચોમાસામાં આખું ગામ એક ટાપુ જેવું થઈ જાય છે. ગામલોકોની વસ્તી વધે તો એમણે ઘર ક્યાં બાંધવાં એ આજેય એક કોયડો છે.

આ ખાઈને કારણે ચોમાસામાં મચ્છરનો ઉપદ્રવ પણ જબરો હોય છે. પછી મલેરિયાનું તો પૂછવું જ શું? ચોમાસાની ઋતુમાં સૌ કોઈ કહે છે કે, 'માસરાથી તોબા!' એક તો જમીન નીચી અને ચીકણી, રસ્તાનું ઠેકાણું નહિ, અને તેમાં વળી આવી ખાઈ! એટલે બીજા ગામ સાથેનો અવરજવર એ વખતે બંધ નહિ તો મુશ્કેલ તો થઈ જ જાય છે. ત્યાંના ખેડૂતો મને ઘણી વખત કહે છે કે, 'અમારે તો લાગ્યા છે તે ભોગવીએ છીએ, એમાં તમે શું કરવાને આવામાં હેરાન થવા આવ્યા?' આથી મકાનની મૂંઝવણમાં હું ખૂબ હતો. ઘરધણીને પણ મારે લીધે ઢોર બાંધવાની ખૂબ સંકડાશ ભોગવવી પડતી, એ હું જોઈ શકતો. આથી મેં ગામના બીજા છેડા ઉપર એક ખેડૂતના ઘરની બાજુનો એક વાડો ગીરો રાખ્યો અને ત્યાં મકાન બાંધવાનો વિચાર કર્યો. આ અરસામાં એક વધુ પ્રસંગ બની ગયો.

મારે ત્યાં બેસવા આવેલાઓને હું મારી ઓસરીમાં બેસી 'હરિજનબંધુ'ની એક વાર્તા વાંચી સંભળાવતો હતો. એટલામાં એક ભંગી વીંછી કરડ્યાની બૂમ મારતો આવ્યો. મેં 'હરિજનબંધુ' બાજુએ મૂકીને એને દવા મૂકી.

આ જોઈને મારે ત્યાં પહેલેથી આજ સુધી રોજ આવવાવાળો અને મને ઘણીયે મદદ કરનાર એવો એ ભાગનો એક આગેવાન ખૂબ ઉશ્કેરાઈ ગયો, 'તમે તો ખરેખર ભંગીને પણ અડીને નહાતા નથી! આવું તો, મારા ભાઈ, નહિ ચાલે.' એની આંખ ઉપર ક્રોધ હતો. મેં કહ્યું, 'તમને આ નવું લાગે છે?' તો કહે કે, 'અમે સાંભળેલું ખરું, પણ તમે અડકો છો એ જોયેલું નહિ. આવું કરવું હોય તો આપણે નહિ બને. અમારા પરોણા આવ્યા હોય તો અમારી શી આબરૂ રહે?' મેં એને ઠંડો પાડવા માટે ખૂબ સમજાવ્યો. પણ એના સ્વભાવને હું ઓળખતો હતો. એ એમ સહેજે શાંત થાય એમ નહોતું. એ તો બબડતો બબડતો ચાલ્યો ગયો. મને થયું કે આ કાંઈક ઊંધું મારશે. એ અરસામાં બહુ પ્રયાસ પછી મારે ત્યાં સાત આઠ રેંટિયા ચાલતા થયા હતા. મને થયું કે, બધાને ભંભેરીને તે આ રેંટિયા પણ બંધ પાડશે. સવારમાં એ મારા ઘર પાસેથી નીકળ્યા. રોજ તો મારા સામું જોઈને એ સ્મિત કરે, પણ આજ તો મારી સામે જોવાની પણ કોણ પરવા કરે! મેં એમને બોલાવ્યા અને કહ્યું, 'જરા ઘરમાં તો આવો.' તો કહે, 'હું તમારી સરતો નથી આવવાનો. હવે આપણો જીવ ઊઠી ગયો છે.' મેં કહ્યું, 'એ બધી વાત સાચી, પણ મારી વાત પણ નહિ સાંભળો?' એક કલાક બેસીને મેં એ ભાઈને સમજાવ્યો. છેવટે એમ પણ જણાવ્યું કે: 'થોડા દિવસમાં હું આ ઘર છોડીને જઈશ, પછી કાંઈ છે?' કચવાતે મને એણે બોલી નાખ્યું, 'જાવું હોય તો તમારી

મરજી; પણ આમ ધરમ નહિ હરાય.' મેં કહ્યું, 'તમે આને ધરમ માનો છો? તમારી પાસે તો ધરમ અધરમની મેં ઘણી વાતો કરી છે.' આનો જવાબ એ ન આપી શક્યો. પણ ત્યાર પછી એણે મારે ત્યાં આવવા જવાનું બંધ કર્યું એટલું ખરું. મને પણ એની ગેરહાજરી સાલવા લાગી, પણ કોઈ ઉપાય ન હતો.

આની સાથે જ એક બીજી વાત પણ કહી દેવા જેવી છે. માસરા ગામમાં એક એવી માન્યતા છે કે દૂધ વેચાય નહિ. કોઈને એમ ને એમ આપવું હોય તો અપાય, પણ વેચાય નહિ. આ માન્યતા તો સુંદર છે, પણ એની પાછળનો અર્થ સમજ્યા વિના આજે તો ઝોડની માફક એ માન્યતાને લોકે પકડી રાખી છે. દૂધ વેચી પૈસા કરવા એટલે નાણાં ખાતર ઘરનો રસકસ વેચી મારવો. નાણાં ખાતર ઘરમાં પણ દૂધ, ઘી, છાશ ના વાપરતાં વેચી મારવાં એ વાજબી નથી. પણ આડોશીપાડોશીની અડીઓપટી કાઢવા માટે શેર અચ્છેર દૂધ ન વેચી શકીએ તો તો આપણી બુદ્ધિ ગીરો મુકાઈ કહેવાય. આમ દોઢ વર્ષ સુધી મને માસરા ગામમાંથી દૂધ વેચાતું ન મળ્યું. દૂધ વેચવા ઘણાને સમજાવેલા, પણ બધું વ્યર્થ. હા, લોકો આવીને દયા ખાય કે તમને તો અહીં દૂધ છાશનું ટીપુંય ન મળે! કોઈક વખતે ઘરે આવીને ભાવપૂર્વક અચ્છેર દૂધ આપી જાય. પણ પૈસાના બદલામાં એક શેર સરખું દૂધ મળવું મુશ્કેલ.

પેલો ભાઈ રિસાયો, એ તકનો લાભ લઈને મેં એને ત્યાં કહેવડાવ્યું કે, મારે દૂધ વેચાતું જોઈએ છે; રોજ અડધો શેર દૂધ મોકલજો. પેલાએ રોજ અચ્છેર શું પોણોશેર દૂધ મોકલવા માંડ્યું. એમ મારી હંમેશની ભીડ ભાંગી, પણ એણે મારી સાથે બોલવાનું તો બંધ જ રાખ્યું. આને હું શુદ્ધ અસહકાર તરીકે ઓળખાવું. એને તો અસહકાર

શબ્દનું પણ ભાન ન હતું. પણ પ્રેમીઓ સાથે શી રીતે લડાય એનું આ અહિંસક સ્વરૂપ એણે આચરણમાં મૂકી બતાવ્યું.

ચાર પાંચ દિવસ પછી એકાએક એ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો, 'બબલભાઈ, હવે મને થઈ ગયું છે કે આ અટકાવ્યું અટકે એમ નથી. મેં મારાથી જેટલું અટકાવાય એટલું અટકાવી જોયું, પણ તમે ભેગું કર્યા વિના રહો એમ નથી. હવે તમે તમારે અડવું હોય એને અડજો, હું કશું કહેવાનો નથી. મને તો લાગે છે કે ગાંધી મહાત્મા ભગવાનનો અવતાર છે. નહિ તો એક વાયરો આવે ને ઊડી જાય એવા માણસને સર્વે કરવામાં આવડી મોટી સરકારને શી વાર લાગે? પણ કોઈ એને કશું કરી શકતું નથી એ દૈવી અંશ છે ત્યારે જ ને!'

મેં કહ્યું, 'એ ભગવાનનો અવતાર કે એવું કશું તો નથી, પણ એ ધર્મવાન માણસ છે એટલું ખરું. મરે પણ સતને છોડે નહિ એવા એ છે. આથી તો આખી દુનિયા એમની પાછળ ગાંડી થઈ છે.' તે દિવસથી ફરી એ ભાઈ મારે ત્યાં પહેલાં પેઠે આવતો થઈ ગયો. હરિજન-પ્રશ્ન તો ત્યાર પછી દિવસે દિવસે સહેલો થતો ગયો તે એટલે સુધી કે, હરિપુરા મહાસભામાં અમારા ગામના બે બારૈયા આગેવાનો અને બીજા બે જુવાનો ત્યાંના સ્વચ્છતા-વિભાગમાં સ્વયંસેવક તરીકે આવ્યા હતા. મહાસભામાં નાતજાતના ભેદ નથી હોતા એટલું જ નહિ, પણ સ્વચ્છતા-વિભાગમાં લોકોના મળ ચૂંથવા પડશે એવું જાણવા છતાં એ સ્વયંસેવક બન્યા હતા.

મેં મકાન બદલવાનો તો નિશ્ચય કર્યો જ હતો. આથી પેલા ગીરો રાખેલા વાડામાં માટીનું કોટડું ચણવાનું નક્કી કર્યું. ગામલોકોએ માટી લાવી આપવાનું માથે લીધું. પણ હું દૂર રહેવા જાઉં છું એ વાતની જાણ થતાં, જે લત્તામાં હું રહું છું એ લત્તાના લોકો કહેવા લાગ્યા કે, 'તમને અહીંથી

બીજે રહેવા જવા નહિ દઈએ.' મેં કહ્યું, 'એમ કેમ ચાલે? જ્યાં રહેવાનું મકાન બને ત્યાં જ રહેવા તો જવાયને! ઓછો ગામથી બહાર જતો રહું છું!' બધા કહે, 'એવું કાંઈ નહિ. અમે આ લત્તામાં જ તમારે માટે એક મકાન બાંધી આપીએ છીએ. તમારે કશી ઉપાધિ કરવી નહિ.' આમ કહીને બીજે દિવસે તો એમણે ચોક નજીકના એક ખૂણામાં પાયો ખોદવા માંડ્યો. અને થોડા દિવસમાં ત્યાં એક નાનકડી ઓરડી ઊભી થઈ ગઈ. આજુબાજુનાં પરાંના પાટીદાર મિત્રોએ એ ઓરડીનું છાપરું માર્યું અને મારે રહેવા માટે મકાન બની ગયું. પણ આ મકાન બનાવતા પહેલાં મેં પહેલી વાત એ કહી કે, 'તમે મને અહીં રહેવાનું કહો છો એ વાત ખરી; પણ મારી ઓરડીમાં તો ઢેડ ભંગી બધા આવશે. એ તમને નહિ ફાવે તો?' એમણે કહ્યું, 'અમને એવું કશું નડવાનું નથી. તમારી ઓરડીમાં તમને ફાવે એમ તમે કરજો.' ત્યાર પછી મેં ઓરડી બાંધવાની રજા આપેલી.

આ ઓરડી બાંધવામાં જુવાનિયાઓએ તેમ જ મોટેરાં-ઓએ જે ઉત્સાહ બતાવ્યો એ જોઈને હું ખુશ થઈ ગયો. હું કામને અંગે પરગામ ગયો હતો ત્યારે મારી ગેરહાજરીમાં જ એમણે અધૂરી રહેલી ઓરડી ઊભી કરી નાખી. એમાં હું એમનો મારા પ્રત્યેનો નર્યો પ્રેમ જ જોઉં છું. નહિ તો આવાં સામુદાયિક કામ કરવાં કેવાં અઘરાં છે તે હું જાણું છું. એનો એક અનુભવ માસરા ગામનો જ અહીં આપું.

હું માસરામાં આવ્યો ત્યારે મહાદેવના મંદિર પાસે કેટલાંક પતરાંનું એક માળખું ઊંધે કાંધ દશામાં જમીન ઉપર પીંખાઈને પડ્યું હતું. મેં કહ્યું, 'આ શું છે?' તો કહે કે, 'એ તો ગામની ધર્મશાળા હતી તે પડી ગઈ છે.' પતરાંની જ દીવાલ અને પતરાંનું જ છાપરું. એવી પતરાંની પેટી જેવી એ ધર્મશાળા વેરણછેરણ થઈ ગઈ હતી. મેં કહ્યું કે,

'ધર્મશાળા એ તો ગામનું ઘરેણું કહેવાય. એને આવી દશામાં રાખીએ એ તો સારું નહિ. ચાલો, આપણે બધા ઉનાળાના દહાડામાં નવરા બેઠા રહીએ છીએ એને બદલે માટીની દીવાલો ચણી આ ધર્મશાળા ઊભી કરી દઈએ. તળાવ પણ પાસે છે. મહાદેવ પણ પાસે છે. તમારે જ કોઈક વાર બેસવા ખપ લાગશે. કોઈક આવતો જતો રહેશે અને આશીર્વાદ આપશે.' આ વાત બધાને ગમી ગઈ. લોકોએ એવો ઉત્સાહ બતાવ્યો કે મને લાગ્યું કે ધર્મશાળા ઊભી જ થઈ ગઈ. બીજે દિવસે હું બધાને બોલાવવા ગયો તો કોઈ બહાર જ ફરકે નહિ! પણ બીજે દિવસે નહિ તો ત્રીજે દિવસેય કામ તો શરૂ થયું. પણ અમે માટીના પાંચ થર લઈને ધર્મશાળાનાં કોટડાં ઊભાં કરાવ્યાં એમાં તો પાંચ ભવ થયા. ત્રણ ગજની ઊંચાઈનાં કોટડાં ત્રણ મહિને પણ પૂરાં ન થયાં. એક કહેશે કે પેલાનો વારો છે ને પેલો કહેશે પેલાનો વારો છે. આવીએ છીએ, તમે જાઓ, એમ કહીને મને બે કલાક રાહ જોવડાવે. એક બંગલો બંધાવવો હોય ને જેટલી મુશ્કેલી ન પડે એટલી મુશ્કેલી આ કોટડાં ઊભાં કરવામાં પડી. ચોમાસાનો એક વરસાદ તો આ અધૂરા કોટડા ઉપર પડી પણ ગયો. મને થતું હતું કે, આ કોઈ ગણકારતું નથી એટલે કરેલી મહેનત ઉપર પાણી ફરી વળવાનું છે. એક દિવસ સાંજે વાત વાતમાં બધાને એવો પાનો ચડી ગયો કે રાતે ને રાતે માટી ખોદવા નીકળી પડ્યા. છેવટે પેલા જૂના મોભ અને જૂનાં પતરાંનું તરાપું કોટડા ઉપર ચડી ગયું. એ જોઈને બધા ખુશ થયા. એકાદ બે વખત પ્રસંગ ગોઠવીને બધા ત્યાં બેસવા પણ ગયા. પરંતુ કામ એવું સાલપોલિયું અને અધૂરું રાખ્યું કે, શિયાળા પહેલાં તો વાંદરાઓએ ધર્મશાળાનું તરાપું કૂદી કૂદીને ફરી નીચે નાખ્યું. બીજું ચોમાસું આવે એ પહેલાં તો ધર્મશાળાનાં પતરાં,

નળિયાંનો તોટો આવ્યો એવાં, ગામનાં કેટલાંય છાપરાં ઉપર ચડી ગયાં! આજે ધર્મશાળાનાં કોટડાં આજ પડું કે કાલ એની તૈયારી કરી રહ્યાં છે.

ગામમાં હું પહેલો આવ્યો ત્યારે બહારથી પૈસા મંગાવતો, પણ મારું ખર્ચ હું પાંચ રૂપિયાથી વધુ ન રાખતો. અને જીવનમાં વધુ ને વધુ સાદાઈ ઉતારવા મથતો. પાણી ભરવાનું, દળવાનું, ખાંડવાનું બધું હાથે કરતો અને આજે પણ કરું છું. એમ છતાં હું જોઈ શક્યો કે, ગામલોકોને એવું લાગતું હતું કે, 'એને શું છે! બહારથી પૈસા લાવે છે ને ખાય છે. એ રેંટિયો શું કામ ન કાંતે? એ કહે છે એવું આપણે કરવા જઈએ એ કેમ પરવડે? આપણને કાંઈ કોઈ બહારથી પૈસા મોકલવાનું હતું?' મને લાગતું હતું કે, લોકોની આ મનોવૃત્તિથી મારા કામને નુકસાન પહોંચતું હતું. મારા પ્રત્યેના પ્રેમને કારણે એમને મારી સગવડનો દ્વેષ ન હતો. પણ હું કહું કે કરું એ એમનાથી થાય નહિ એમ એમને લાગ્યા જ કરતું. આનો રૂકેલ શો?

પૂ૦ બાપુજીએ તો ઘણી વખત કહેલું છે કે, જે ગામમાં કામ કરતા હોઈએ એ ગામના લોકોએ સેવકને પોષવો જોઈએ. પણ જે ગામના લોકો ગામની સફાઈ પાછળ વર્ષે ચાર આના નથી ખર્ચતા, એ મારું ખર્ચ શી રીતે આપે?

પણ ત્રણ માસ પૂરતો મેં એક નવો જ અખતરો શરૂ કર્યો. ઘરમાંથી વધારાની બધી ચીજ વસ્તુઓ કાઢી નાખી. અનાજ તેમ જ ખાવાનું પણ કાઢી નાખ્યું. અઢી અઢી શેરની ત્રણ માટલીઓ એક ખૂણામાં ગોઠવી. મારે ત્યાં બેસવા આવતા હતા તે કહે, 'આમ કેમ?' મેં કહ્યું, 'હવે આ માટલીઓમાં તમે જે નાખશો એ જ ખાવાનું. એ માટલી ભરાય એથી વધારે લાવશો તો પાછું લઈ જવું પડશે. એ ખાલી થશે તો હું કહેવા નહિ આવું. તમે જોઈ જજો અને

ભરી જજો.' જોતજોતામાં તો આ વાતની આખા ગામને ખબર પડી ગઈ. માટલી તો ઊણી રહે જ નહિ. એકમાં બાજરી, એકમાં દાળ અને એકમાં ચોખા. આ મારો નિત્યનો ખોરાક. હર્ષ પામવા જેવું તો એ છે કે, પેલા પાદરી સાહેબ આવેલા અને આભડછેટની જે જબ્બર આંધી આવેલી એ વખતે જ આ પ્રયોગ ચાલતો હતો. મને થયેલું કે હવે ખરી કસોટી થવાની. પણ એ કપરા પ્રસંગે પણ ગામલોકોએ માટલીને કદી સાવ ખાલી રહેવા નહોતી દીધી.

આ પ્રયોગથી લોકોને એટલી ખાતરી થઈ ગઈ કે, હું તો એમના જેવો જ — એ આપે એ જ ખાનારો — એમનામાંનો જ એક હતો. આ રીતે અમારી વચ્ચેનું અંતર ટળી ગયું.

આ પ્રયોગ પછી મારું કેમ ચાલ્યું એ કહેતા પહેલાં મારે માસરાની સ્થિતિ વિષે થોડુંક કહેવું પડશે.

સામાન્ય રીતે આજની પરિસ્થિતિમાં એક પણ ગામ એ પક્ષ વિનાનું નહિ હોય એમ કહેવાય છે. એમાં મોટે ભાગે સત્ય છે. માસરાની હોળી જોઈ એટલે ઉપરોક્ત બિનાનો મને પ્રત્યક્ષ અનુભવ થયો. પણ એ હોળી વિષે હું સ્વતંત્ર પ્રકરણમાં જ કહીશ.

મારા મૂંગા સહકારીકામથી આભડછેટનો જખમ પુરાતો જતો હતો એ અરસામાં ગામમાં ખૂબ જાસા વધવા લાગ્યા. એક જણના આંબા વઢાઈ ગયા તો બીજાની ગંજીઓ બળી ગઈ; વળી ત્રીજાનું ઘર સળગ્યું તો ચોથાની વાડી વેડાઈ ગઈ; આમ કાંઈક ને કાંઈક ચાલ્યા કરે. પાણી પીવાના કૂવામાં ઘાસલેટ નાખવાનું તો સાવ સામાન્ય થઈ પડ્યું હતું. આ જાસાઓથી અકળાઈ એક વખત મેં ગામના લોકોને ભેગા કરી ખૂબ સમજણ પાડી. છેવટે સૌએ પોતપોતાના છોકરાને કબજે રાખવાનું ઠરાવ્યું. આ વખતે ભેગા થયા હતા ત્યારે ગામના એક આગેવાને એક વાત ઉપાડી કે, 'બબલભાઈ

આટલા વખતથી આપણે ત્યાં રહે છે, પણ એ શું ખાય છે, શું પીએ છે, એની આપણે કોઈએ દરકાર કરી?' બધા કહે, 'એ ખરું. એમને આપવાનો કંઈક ઠરાવ કરવો જોઈએ.' એટલામાં એક ભૂવો બોલી ઊઠ્યો, 'બબલભાઈ કરે છે એ બધું ખરું છે, પણ આપણને એમની એક વાત ગોઠતી ના આવી.' હું સમજી ગયો કે એ આભડછેટ માટે કહે છે. મેં ઊભા થઈને અસ્પૃશ્યતાનિવારણ વિષેના મારા બધા વિચારો સમજાવ્યા અને કહ્યું કે, 'જુઓ, હું સાવ સોનાનો હોઉં તોપણ આ અસ્પૃશ્યતાનિવારણની મેખ તો મારામાં પડેલી જ છે. હું રહ્યો સેવક. મારી પાસે બધા સરખા. હું તમારી દવા કરું ને ઢેડભંગીની ન કરું એ કેમ ચાલે? તો તો હું ધરમ હારું. એટલે, આમ કચવાતે મને મને કાંઈ પણ આપવાનો ઠરાવ કરો એ મને જ ન ગમે. જેમને દિલમાંથી ઉમળકો ઊઠતો હોય એ મારે ઘેર આવીને ભલે એક દાણો નાખી જાય તોપણ મારે મન એની ભારે કિંમત છે. કોઈ શેર આપી જાય કે મણ આપી જાય કે કોઈ કશું ન આપે એ બધા મારે મન સરખા છે. હા, હું એટલું તો માનું છું કે, હું ગામનું કામ કરું છું અને ગામે મને ખવડાવવું તો જોઈએ. પણ એ ખવડાવવાનું પ્રેમનું હોવું જોઈએ.'

ત્યાર પછી તો ગામમાંથી કેટલાક ભાઈઓ, મોસમ હતી એટલે, થોડા દિવસમાં મારે ત્યાં એટલી ડાંગર બાજરી નાખી ગયા કે એ અનાજ મારે સવા વર્ષ ચાલ્યું! પણ આ વખત દરમ્યાન ઘી, દૂધ કે બીજી ત્રીજી વસ્તુઓ સાથે અક્કા હતી. કારણ ગામલોકો પોપે ત્યાં સુધી બીજા ગામ પાસેથી કશું ન લેવું એવી મનની ભાવના હતી. ડાંગરના બદલામાં ઘી દૂધ લાવી શકાય, પણ એ મનને ડંખતું હતું. લોકોએ ડાંગર કાંઈ ઘી દૂધનો બદલો કરવા માટે નહોતી આપી. એટલે એ ન કર્યું. આથી શરીર સુકાયું, પણ મન પ્રસન્ન રહેતું.

ત્યાર બાદ તો આવ્યું સૂકું વર્ષ અને હિમ. ગામના લોકોને જ ખાવા ડાંગર ન હોય ત્યાં હું એમની પાસેથી શું લઉં? દસ શેર બાવટો મેળવવા માટે ઘેર ઘેર ભટકવું પડે એવા પાસેથી હું શું લઉં? આ બધા વખત દરમ્યાન થામણા તથા આજુબાજુનાં પરાંઓ સાથેનો મારો સંબંધ વધતો જતો હતો. અને થામણા તો મારું કાર્યક્ષેત્ર જ બની ગયું હતું. દરેક અઠવાડિયાનો રવિવાર મેં થામણા ખાતે કાઢ્યો હતો. ત્યાંના સ્નેહીઓ મને કાંઈક લેવા માટે — છેવટે, ઘી દૂધ લેવા માટે — ખૂબ આગ્રહ કરતા હતા, પણ હું મારા સંકલ્પને વળગી રહ્યો હતો. હવે મને લાગ્યું કે, આવા વર્ષમાં બહારથી મેળવું એમાં કશું ખોટું નથી. આથી મેં એક નવી પંચકોશી યોજના ઘડી કાઢી. એમાં એવું છે કે, માસરાની આજુબાજુના પાંચ ગાઉની અંદર વસતા સ્નેહીઓમાંથી જે આપવા તૈયાર હોય, એની પાસેથી માસિક પાંચ રૂપિયા અગર એટલી કિંમતનું અનાજ સ્વીકારવું. આ વાત મેં બહાર મૂકી કે તુરત સ્નેહીઓને જોઈતી તક મળી ગઈ. બાર જણાએ બાર મહિના વહેંચી લીધા. આજે એ યોજના પ્રમાણે જ મારું ગાડું ચાલે છે.

રેંટિયાપ્રવૃત્તિ માસરામાં લગભગ નથી ચાલી શકી એમ કહેવાય. રેંટિયો કાંતવા મેં દોઢ વર્ષ સુધી લોકોને લલચાવ્યા, પણ આવું બેઠાડુ કામ કરવા કોઈ આગળ ન આવ્યું. કહેશે કે, 'કહો તો બે ગાઉનો ફેરો ખાઈ આવું, પણ આવું બેસી રહેવાનું કામ અમને ન ફાવે.' છતાં મેં પ્રયત્ન તો ચાલુ જ રાખ્યો. ગયા શિયાળામાં એક જણને, રોજની દસ પૂણી કાંતી જાય તો મારે એને એના જાતે કાંતેલા સૂતરનાં કપડાં પહેરાવવાં, એવી વાત કહી. એણે કાંતવાનું શરૂ કર્યું. એક પછી બીજો આવ્યો, પછી ત્રીજો આવ્યો. એમ કરતાં અઢાર થયા. મારી પાસે રેંટિયા સાત જ હતા. આ સાતેય

રેંટિયા આખો દિવસ ફરવા લાગ્યા. દસ પૂણીની મર્યાદા તો એમણે અજાણમાં છોડી દીધી અને પૂનમ જેવા દિવસે તો રેંટિયા રાતના દસ દસ વાગ્યા સુધી ફરતા રહેવા લાગ્યા. એ મહિનામાં તો અધમણ સૂતર કંતાયું; એ વણાયું અને ગામ-લોકો ખાદીનાં ડગલાં ને ટોપીઓ પહેરીને ગામમાં ફરવા લાગ્યા. જે કાંતતાં નહોતા શીખ્યા એ તો જોઈ જ રહ્યા: 'અલ્યા, આ તો રમત નથી, પણ એક ઉત્પાદક ધંધો છે!' ત્યાર પછી તો રેંટિયા મેં ઘેર આપવા માંડ્યા. આજે એમાંના ત્રણ રેંટિયા ચાલુ છે. બીજા ચાલુ કરવા પ્રયાસ કરું છું, પણ હજુ એ ઊંઘેલા રેંટિયા જાગતા નથી.

કોઈ પણ દેશમાં આવું કામ ચાલતું હોય તો એમાં ત્યાંની સરકાર મદદ કરે અને જોઈતી બધી સગવડ કરી આપે. પણ આપણે ત્યાં એથી સાવ ઊંધું જ ચાલે છે. હું માસરામાં આવીને રહ્યો છું એ જાતની ખબર પડી કે તુરત ડાકોરથી ફોજદારનું તેડું આવ્યું. મેં મુખીને પૂછ્યું, 'કાંઈ કાગળપત્ર છે?' તો કહે કે, 'અહીં એવો રિવાજ નથી. ફોજદાર જેને બોલાવતા હોય એને લઈ જવાનું મને કહેવામાં આવે છે.'

થોડો વિચાર કરીને મેં કહ્યું, 'સારું, હું આવીશ.' ડાકોર ફોજદારને મળ્યો. એમણે માગી એ માહિતી આપી અને સાંજે પાછો ઘેર આવ્યો. શરૂઆતમાં લોકોને શંકા તો હતી જ કે આ કોણ હશે. મારે ડાકોર જવાનું થયું એટલે તો લોકોએ અનેક કલ્પનાઓ દોડાવી. પણ સાંજે નિર્વિઘ્ને પાછો આવ્યો એટલે એમને સમાધાન થયું કે આમાં કાંઈ વિશેષ ન હતું. મુખીને હુકમ મળ્યો કે અઠવાડિયે અઠવાડિયે મારે વિષે રિપોર્ટ મોકલવો. એ બિચારો આજે પણ મોકલ્યા કરતો હશે. પણ થોડા મહિના થયા ત્યાં તો ફોજદાર બદલાયો. નવા ફોજદારને પણ મારા જેવા ભયંકર માણસનું મોઢું જોવાનું મન થયું. મેં પણ નવા ફોજદારનું મોઢું જોયું. ફોજદાર સાહેબ કહે,

'તમારે ત્યાં મહેમાન બહુ આવે છે?' મેં કહ્યું, 'હા આવે.' સાહેબ કહે, 'તમારે એમને લઈને અહીં મળી જવું પડશે.' મેં કહ્યું, 'હું જ તમને કહેવા આવ્યો છું કે હવે મને બોલાવશો તો હું પોતે નહિ આવું. અને બોલાવવો જ હોય તો વૉરંટ મોકલજો.' 'પણ તમારે તમારા મહેમાનને તો અહીં લઈ આવવા પડશે.' મેં કહ્યું, 'તમે કેવી વિચિત્ર વાત કરો છો? મારો મહેમાન શા માટે અહીં આવે? તમારો મહેમાન કોઈ અમલદારને ત્યાં મળવા જાય છે? હા, તમારે કાંઈ માહિતી જોઈતી હોય તો ત્યાં માણસ મોકલવો. અમારે ત્યાં બધું જાહેર છે.' સાહેબ મુખીને કહે, 'મુખી, એમના મહેમાનને લઈને તમારે અહીં આવવું.' મેં કહ્યું, 'તમે કેવી અજુગતી વાત કરો છો? મારા મહેમાન મારા જેવા જ હશે. એ શા માટે મુખી સાથે આવશે?' છેવટે, એમણે સમાધાન કર્યું: 'જુઓ મુખી, તમારે એમને ત્યાં કોઈ મહેમાન આવે તો એમની બધી માહિતી અહીં મોકલી આપવી.' ત્યાર પછી હું કે મારો મહેમાન કદી ફોજદારના બોલાવ્યા ડાકોર ગયા નથી.

પણ આવો જ એક પ્રસંગ મામલતદાર સાથે બની ગયો. એ સાલ વરસાદ ઓછો હોવાથી વરસ ખરાબ્યું હતું. અમારે ત્યાંનો મુખ્ય પાક ડાંગરનો. વરસાદ વિના ડાંગર શી રીતે થાય? લોકો અકળાઈ ગયા. ઊહાપોહ થયો. પણ પાછોતરો થોડો વરસાદ થયો, એથી કાંઈ ડાંગર ન રોપાઈ. છતાં સરકારે તો માની લીધું કે, વરસાદ આવી ગયો અને વરસ સુધરી ગયું. પણ એટલામાં અધૂરામાં પૂરું હિમ પડ્યું. લોકોને જે કાંઈ થોડો પાક હતો એ પણ હાથથી ગયો. પણ હજુ અમલદારોની આનાવારી કાયમ જ હતી. અમલદારોની ઊંઘ ઉડાડવા માટે અને નુકસાનીની વિગતો મેળવવા માટે મેં માસરામાં આજુબાજુના વીસ ગામના ખેડૂત આગેવાનોની એક સભા બોલાવી. મારી લેખિત પત્રિકાની એક નકલ મામલતદાર

સાહેબ પાસે પણ પહોંચી. સભા ભરાવાની હતી એને આગલે દિવસે વહેલી સવારે માસરા ગામના ચોરા આગળ એક ડમણિયું આવ્યું. અને એ ડમણિયામાંથી નીચે ઊતર્યા પહેલાં જ મોટેથી બરાડા પાડીને મામલતદાર સાહેબ ગામલોકોને ધમકાવવા લાગ્યા કે, 'તમને ખૂબ ચરબી ચડી ગઈ છે. હિમની સભા બીજે ક્યાંય નથી ભરાતી અને તમારા ગામમાં જ કેમ ભરાય છે?' વગેરે વગેરે. મામલતદાર આમ બરાડા પાડે એ મારી કલ્પનામાં જ ન આવ્યું. પણ જ્યારે લોકોએ આવીને મને કહ્યું કે એ મામલતદાર છે, ત્યારે હું એમને મળવા ગયો. એ વખતે પણ એમનું એ જ નાટક ચાલતું હતું. મેં કહ્યું, 'તમે લોકોને શા માટે ધમકાવો છો? સભા એમણે નથી બોલાવી. સભા તો મેં બોલાવી છે.' 'નહિ નહિ, આ લોકો જ એવા છે. એમને ખૂબ ચરબી ચડી ગઈ છે.' મેં કહ્યું, 'હિમ પડ્યું છે એ વાત સાચી છે. પાક બળી ગયો છે એ વાત સાચી છે. હવે ખેડૂતો એકબીજા પાસે પોતાનું દુઃખ રડે એને તમે ચરબી ચડી કહો છો?' હવે સાહેબ મારા તરફ કોપાયમાન થયા: 'તમે જ લોકોને ખૂબ ઉશ્કેરો છો,' વગેરે. મેં કહ્યું, 'જો તમને એમ જ લાગતું હોય તો મારે તમારી સાથે કાંઈ વાત કરવાની છે નહિ.' મેં લોકોને ઉદ્દેશીને કહ્યું, 'જુઓ ભાઈઓ, આ સાહેબ આવ્યા છે. તમારે જે કાંઈ નુકસાન થયું હોય એ એમને કહો અને બતાવો.' સાહેબ કહે, 'પણ તમે શા માટે કહો છો? એમને બોલતાં નથી આવડતું?' મેં કહ્યું, 'એમને બોલતાં તો આવડે છે.' 'ત્યારે તમે શા માટે બોલો છો?' 'એમને તમારી બીક લાગે છે એ માટે.' 'તમારી બીક નથી લાગતી અને મારી બીક શા માટે લાગે છે?' 'મારા હાથમાં સત્તા નથી અને તમારા હાથમાં સત્તા છે એટલા માટે.' એટલામાં તો લોકો સાહેબ પાસે હિમથી બળી

ગયેલા અનાજના પૂળા લઈને આવ્યા અને કહે કે, 'સાહેબ, આવું જ બધું બળી ગયું છે. ચાલો, અમારાં ખેતર દેખાડું.' પછી તો સાહેબ પાક જોવા ગયા. હું ઘેર ગયો. પણ રસ્તામાં સાહેબ ગામલોકોને કહે, 'તમે આને ગામમાં શા માટે રહેવા દો છો? તમારો મુખી કોણ છે?' એક જણ કહે, 'સાહેબ, અમે એમને શી રીતે કાઢીએ?' 'એને રહેવા માટે મકાન શા માટે આપો છો?' બીજો કહે, 'પણ સાહેબ, તમે જ એમને કાઢી મૂકોને. તમે તો મોટા સાહેબ છો.' સાહેબે બીજી વાત ઉપાડી, 'પણ તમે એમની સભામાં શા માટે જાઓ છો? બોલો, તમે એમની સભામાં જવાના? તો હું હિમ વિષે એક આંકડો પણ પાડવાનો નથી.' કેટલાક કહે, 'સાહેબ, અમારે ને સભાને શું છે? સાહેબ, તમે હિમનું તો લખો.' આમ ધાકધમકી આપતી સાહેબ બે ત્રણ ખેતરો તપાસી રસ્તે પડ્યા.

બીજે દિવસે ગામમાં સભા તો ભરાઈ. મામલતદાર સાહેબના આગલા દિવસના કાર્યને તિરસ્કારી કાઢનારો ઠરાવ પણ થયો, અને હિમથી થયેલા નુકસાનના આંકડા તથા ખેડૂતોની માગણીઓ કલેક્ટર તેમ જ જિલ્લા સમિતિ તરફ મોકલાવી આપવામાં આવ્યાં.

મામલતદાર સાહેબ તો આજુબાજુનાં બીજાં ગામોમાં પણ ધમકી આપવા લાગ્યા કે, 'માસરાની સભામાં કોણ કોણ ગયા હતા? એવી ધમાલ કરશો તો માસરા માફક તમને પણ કાંઈ રાહત નહિ મળે.' પણ લોકો માટે આશ્ચર્યજનક બિના તો એ બની કે, ફરી માસરા ગામના પાકની તપાસ થઈ અને એ વર્ષે કાસરા તાલુકામાં માસરા અને મોરઆમલી એ બે ગામોનું જ અડધું મહેસૂલ મુલતવી રહ્યું! મહાસભાવાદી સરકાર સ્થપાયા પછી આવી ઝીણી ઝીણી અડચણો હવે દૂર થવા લાગી છે.

સરકાર તરફથી ગ્રામઉદ્ધારની યોજના ઊપડી ત્યારે એનો વાયરો અમારી તરફનાં ગામડાંઓ સુધી પણ આવી ગયો હતો. એક દિવસ એક ગાઉ દૂરના ગામમાં ગ્રામઉદ્ધાર અંગે સભા ભરાઈ એમાં અમલદારો તો હતા, પણ ગામડાના લોકો જેમના ત્રાસથી તોબા થઈ ગયા હતા અને જે દારૂ તથા એની સાથે ભળી શકે એવાં બધાં કામોમાં પૂરા હતા એવા એક ભાઈ ગામડાના લોકોને મોટે અવાજે ઉપદેશ દેતા હતા. સાહેબ એમને મોટરમાં ફેરવતા હતા. આની અસર ગામલોકો ઉપર કેવી થાય? અને આ સભામાં જાદુઈ ફાનસથી 'સ્લાઈડ' બતાવતા હતા. શહેરના લોકોને એ ઉપયોગી હશે, પણ ગામડાના અભણ લોકોને માટે તો એ તમાસો અને મશ્કરી જ જણાતાં. પહેરવા માટે એક જ ડગલું હોય એની પાસે મચ્છરદાનીનું મહત્ત્વ ગાઈએ એ શા કામનું? ખાવાના જ સાંસા હોય ત્યાં ખાવા માટે ચમચા કાંટાનો ઉપયોગ બતાવીએ એ કેવું વિચિત્ર! 'સ્લાઈડ' ગામડાની પ્રજાને ઘડવામાં બહુ મોટો ફાળો આપી શકે, પણ એ ગામડાના જીવનમાં ઉપયોગી થઈ પડે એ જાતની તૈયાર થવી જોઈએ.

એક દિવસ અમારા માસરા ગામમાં પણ આવો સુધારો દેખા દઈ ગયો. અમલદારોએ ગ્રામપંચાયત માટે ગામના ૮–૧૦ આગેવાનોનાં નામ નોંધ્યાં. ગામમાંથી ઉકરડા તથા થોરની વાડો કાઢી નાખવાનું ભાષણ થયું. 'તમારે ત્યાં એક રાત્રિશાળા આવશે. બધા મોટા મોટા ભણવા જજો.' કેટલાકનાં નામ લખાયાં.

ગામમાં લોકલ બોર્ડની નિશાળ લાવવા માટે એક અરજી કરાવી અને કહ્યું કે, 'સો રૂપિયા એકઠા કરી મોકલાવી આપજો, બીજા સો રૂપિયા સરકાર આપશે, અને નિશાળ ઊઘડશે.' ગામલોકો સો રૂપિયા ક્યાંથી લાવે? જેમ તેમ કરીને પાંત્રીસ રૂપિયા તો ગામે ભેગા કર્યા અને મોકલાવી આપ્યા. પણ

થોડા વખત પહેલાં જ ખબર આવી કે, આઠ દિવસમાં સો રૂપિયા પૂરા ભરી જાઓ અને નહિ તો તમારા ભરેલા રૂપિયા હાસરા આવીને પાછા લઈ જાઓ.

ગામમાં મારે ત્યાં રાત્રિશાળા ચાલતી તો હતી જ. પણ સરકાર તરફથી સરકારી રાત્રિશાળા નીકળવાની હતી તે કદી નીકળી નહિ. ગામના પાંત્રીસ રૂપિયા આટલા દિવસ સલવાઈ પડચા અને કામની મોસમમાં રૂપિયા પાછા લેવા હાસરા જવાનું થયું એ એક નફો! આવી દેખાવ ખાતરની ગ્રામઉદ્ધારની પ્રવૃત્તિ પ્રજાનું ભલું તો કશું ન કરે, પણ પ્રજાના પૈસા પગાર અને ભાડાભથ્થામાં વાપરી નાખે.

મારા મકાનમાં મેં એક ખાનગી શિક્ષક ગોઠવીને દિવસનો વર્ગ શરૂ કર્યો છે. થોડા દિવસ પહેલાં લોકલ બોર્ડ તરફથી એ વર્ગ રજિસ્ટર પણ થયો છે. ૪૦–૫૦ વિદ્યાર્થીઓ એનો લાભ લે છે. આપણે આશા રાખીએ કે, આજે મહાસભાવાદી સરકાર થઈ છે એ વખતે ગ્રામઉદ્ધારની પ્રવૃત્તિ કાયમી અને સાચા સ્વરૂપની બને.

ધારાસભા કે લોકલ બોર્ડની ચૂંટણીમાં મને આજ સુધી કદી રસ ન હતો. પણ આપણી મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા તેમ જ ધારાસભામાં ઊભા રહેવાની નીતિ સ્વીકારી, ત્યારથી આપણી સ્થિતિ બદલાઈ છે. એમ છતાં એવી પ્રવૃત્તિમાં રસ નહિ હોવાથી ચૂંટણીકાર્યમાં પડવાની મને બિલકુલ ઇચ્છા ન હતી. પણ ગઈ ધારાસભાની ચૂંટણી વખતના સંજોગો જોતાં મને જણાયું કે આમાં તો ભાગ લેવો જ જોઈએ. જે લોકોને આપણે મત આપવા માટે રસ ઉત્પન્ન કરવા માગીએ છીએ — મતની કિંમત સમજતા કરવા ઇચ્છીએ છીએ, એ લોકો આપણને એક ઠેકાણે ચૂંટણીમાં રસ વિનાના જુએ પછી એમનામાં રસ ક્યાંથી જામે? એટલે એક માસ માટે મેં ચૂંટણીકાર્યમાં પડવાનું નક્કી કર્યું. તાલુકાનાં લગભગ બધાં

બારૈયા ગામોમાં ફર્યો. જૂની ઓળખાણો તાજી થઈ અને કામ પણ લાગી. અમારા ગામના લોકોએ તો એ ચૂંટણી-કામમાં ખૂબ જ રસ લીધો. એમણે આજુબાજુનાં બીજાં ગામો પાસેથી તથા સગાસાગવેથી પણ મહાસભાને જ મત અપાવ્યા.

આ ચૂંટણીની વાત નીકળી છે ત્યારે મને બે ચાર વસ્તુઓ કહી દેવાનું મન થાય છે. આજ સુધીની ચૂંટણીઓએ પ્રજાને ઘડવાને બદલે નીતિભ્રષ્ટ કરી છે. ઉમેદવારોએ એક દિવસ માટે ચા અને મીઠાઈઓ ખવડાવી, મોટરો દોડાવી, ખોટી લાલચો બતાવી, ગામના એકાદ આગેવાનને થોડા રૂપિયા ચાંપ્યા. આ આજ સુધીની મત મેળવવાની પ્રથા. મહાસભાએ આ પ્રથામાં મહત્ત્વના ફેરફારો કરી નાખ્યા છે. એમ છતાં મહાસભાનો ખૂણેખૂણાનાં ગામડાંમાં પૂરો પ્રચાર ન હોવાને કારણે તથા મહાસભાના નામે બિનમહાસભાવાદી ઉમેદવારો ઊભા થઈ જતા હોવાથી, હજુ અંગત લાગવગ, દબાણ તથા કોમી તત્ત્વ કામ કરી રહ્યાં છે, એ કોઈ પણ ભોગે ટાળવાં જોઈએ.

૨

# ગ્રામસફાઈ

ગામડામાં બેસી કામ કરનારાઓના અનુભવો વાંચીએ છીએ તો જ્યાં ત્યાં ગ્રામસફાઈને મહત્ત્વ અપાતું હોય એવું દેખાય છે. શું ગામડાના લોકોની ગરીબાઈનો સવાલ નાનોસૂનો છે? એમની દેવાદાર સ્થિતિનો પ્રશ્ન ઓછો વિકટ છે? કે બધા એવી મહત્ત્વની વાતો છોડીને સફાઈ સફાઈ જ કરી રહ્યા છે! — ગામડાનો અનુભવ ન હોય એવો માણસ સહેજે આવું બોલી ઊઠે. પણ ગામડામાં જે ગયો છે અને ત્યાં જઈને રહ્યો છે એને પાકો અનુભવ થયો છે કે, ગામડાની ગરીબાઈ, દેવાદાર સ્થિતિ અને એ ઉપરાંત બીજી હાડમારીઓનો કાંઈ પાર નથી; પણ એ બધાથીયે આગળ વધી જાય એવો — આપણી આંખ ફાડીને અંદર પેસી જાય એવો — પ્રશ્ન ત્યાંની ગંદકીનો છે.

આપણે ગામડામાં દાખલ થઈએ તો આપણું પહેલું જ ધ્યાન ત્યાંના ગંધ મારતા ઉકરડા અને છાણથી ભરેલી શેરીઓ ખેંચશે. એથી આગળ વધીશું તો એ સુકાયેલા છાણની ધૂળથી નહાતાં ત્યાંનાં નાગડાં છોકરાં આવવાનાં. કોઈ ખસ થયેલી હોવાથી પહોળા પગ રાખીને ખોડંગતું ખોડંગતું ચાલતું હશે. કોઈના માથામાં મોટા ફોલ્લા હશે અને એના ઉપર પેલી ગંદી ધૂળના ઢગલા વળ્યા હશે. કોઈ હાથનાં આંગળાં ખજવાળ્યાં કરતું હશે, તો કોઈને આખે શરીરે ફોલ્લી ફોલ્લી નીકળેલી દેખાશે.

ત્યાંથી આગળ વધી ગામના ચોકમાં જશો તો ચોક વચ્ચોવચ એકાદ ઉકરડાએ પોતાનું સ્થાન જમાવ્યું હશે. એ જ ગામડાનાં બાળકોનું ક્રીડાંગણ હશે અને ગામનો ચોતરો કે ચોક પણ એ જ !

તમે નજર ફેંકતા ચાલશો તો એક ઘરના આંગણા સામે દાતણની ચીરીઓ, ડુંગળીનાં ફોતરાં અને ગંધાતી વાસી છાશ પડેલાં દેખશો, તો બીજા ઘરના આંગણા સામે ઢોરે ગૂંદેલું છાણ અને મૂતર પડેલું હશે. એમાં વળી કોઈ છોકરો ઊભો ઊભો પેશાબ કરતો હશે. ત્રીજી જગ્યાએ વળી કૂતરાને ખાવા માટે ફેંકેલી કોદરી અને કઢી વેરાયેલાં પડ્યાં હશે; ક્યાંક સાંઠી તો ક્યાંક ઘાસ. આ બધામાં પુરવણી કરવા માટે, ઠેકઠેકાણે સંખ્યાબંધ ફરતાં કૂતરાંઓની હગાર માલૂમ પડશે. આ તો મેં આંગણાં અને શેરીઓની વાત કરી. પણ એકાદ ઘરમાં દાખલ થઈને તમે જુઓ તો તમારી આંખ ફાટી જાય. મારા ઘર પાછળ રહેતાં એક ડોશીમાનો જ દાખલો આપું, તો તમને સહેજે ખ્યાલ આવશે કે ગામડાના ઘરની દશા કેવી હોય છે. એ ડોશી એકલાં છે. વરસ દહાડે એમના ભાઈ એમને થોડા દાણા આપે. બાકી એમના ગુજરાનનું સાધન એમની ભેંસ. ડોશીમાનું ઘર એટલે ૧૨ '×૧૨ 'ની એક ઓરડી. માટીનું કોટડું ને ઉપર છાજ; અને તેમાંયે એક ભીંત તો અડધી, એટલે એમાં ડોશીમા સાંઠીઓ ભરાવીને તાપ, ટાઢ કે વરસાદ ખાળે. આ ઓરડીમાં ચોમાસાને દહાડે ત્રણ જીવ રહે: એક એમનું ડોબું, બીજી એમની પાડી, અને ત્રીજાં ડોશીમા. એક ખૂણામાં ચૂલો છે એ જ એમનું રસોડું. કોઈને એમ થાય કે ત્યારે ડોશીમા સૂતાં ક્યાં હશે? એમનો ખાટલો ચૂલો અને રસોડું બધાને પોતાની બગલમાં સમાવી દે અને એના ઉપર ડોશીમા સૂવે. ડોબું પોદળો કરે કે પાડી પૂંછડું વીંઝે ત્યારે જોઈ લો ડોશીમાનો

ગુસ્સો! એમને શબ્દે શબ્દે મોતી ખરે! ગમે તેમ, એકલાં ડોશીમાને વાતો કરવાનો પૂરતો સહવાસ મળી રહે છે. કોઈ કહેશે, એટલી સંકડાશમાં એ બીચારી શું કરે? સાચે જ એની સંકડાશનો પાર નથી, પણ એમાંય એ તો વધારે કરે છે. ઢોર બંધાય છે એ ભાગ અને બાકીના ભાગ વચ્ચે એ બે ઇંચની પાળ સરખી નહિ બનાવે. એટલે ભેંસ મૂતરે તો એનો રેલો ખાટલા નીચે થઈને ચૂલા પાસે પહોંચે. બાર મહિને એક વાર પણ જો એ ઘર લીંપે તો તો ધન્યવાદ. પહેરવાનાં બે લૂગડાં હોય તો એક આ ખૂણે પડ્યું હોય અને બીજું પેલે ખૂણે. હાંલ્લી બારણાં પાસે પડી હોય તો ઢોબલી પાણીના ગોળા પાસે પડી હોય. પાણી પીવાનું પ્યાલું હોય, પણ એ પેલા પાડાના પગમાં અફળાતું હોય. આ તો જેમાં નરી ગરીબાઈ ભરી છે એવા એક ઘરનું મેં વર્ણન આપ્યું. પણ હવે એ જ ગામના એક તાલેવાન ગણાતા આગેવાનનું ઘર તમને બતાવું.

એક શેરીનો છેલ્લો ખૂણો અને એમાં સામસામાં બંને ઘર એ ભાઈનાં. વચલી શેરી પણ એમની જ કહોને. સામા ઘરમાં ઢોર અને ઘાસ રાખવાની એમને પૂરતી સગવડ છે. આગલા ઘરમાં ૩૦'×૧૨'ની એક ઓસરી અને ૩૦'×૧૫'નો એક ઓરડો છે. આ ઓરડામાં અગિયાર કોઠીઓ ગોઠવી છે, બે કોઠલાં ગોઠવ્યાં છે, એક પાણિયારું છે અને એક ડામચિયો છે. એકેય દીવાલમાં બારી કે જાળિયું નથી. નહિ તો હવા કે પ્રકાશ ઓરડામાં પેસી જ જાય તો! આ અંધારિયા ઓરડામાં માળી ઉપરથી ઘાસ ઉતારવાની નિસરણી વચ્ચોવચ ઊભી છે. એની પાછળ ઘંટી બેઠી છે. એની બાજુમાં ટોપલાં, ડબલાં, માટલાં, કોઠલાં, લૂગડાં, તમાકુના પડા, અને બીજી ગણી ન શકાય એવી અને એટલી ચીજો પડી છે. ત્રણ કોઠી બારણેથી પેસતાં જમણે હાથે વચ્ચે ઊભી છે.

આથી એની પાછળ રસોડું બની ગયું છે. એ રસોડાનો કોઠલો જુઓ તો અંદર દૂધ હતું, દહીં હતું, રોટલા હતા, દાળ હતી, મીઠામરચાનાં કૂલડાં હતાં, ગરોળીઓ હતી, બાવાં હતાં અને ધૂળના ઢગ હતા. આ વસ્તુઓનાં વાસણ જોયાં હોય તો બધાં જ ખુલ્લાં. રસોડાના કોઠલા ઉપર લોઢાના પાશિયા, લાકડાની ખૂંટીઓ, તૂટેલાં દોરડાં, અને એવી તૂટેલી ફૂટેલી અનેક ચીજો કેટલાંય વર્ષોથી પડી હશે. જમીન ઉપર આખા રસોડામાં હાંલ્લીઓ, ઢોબલીઓ, તાવડીઓ વેરણછેરણ પડ્યાં હતાં અને એ બધાં જ એઠાં! એક છાશવાળું હોય તો બીજું દાળવાળું હોય. હવે ઓરડામાં ખાલી જગ્યા કઈ રહી? બારણેથી રસોડા સુધી પહોંચાડવાનો ત્રણ ફૂટનો રસ્તો. એમાંય લોટા, પ્યાલા, હુક્કો, બળદના ઘૂઘરમાળ, એવું તેવું તો પડ્યું હોય. પણ એ વટાવીને બે ત્રણ જણ જમવા બેસે એટલે આખો ઓરડો ચિક્કાર. આવું જ ઓસરીનું અને એથીયે ભૂંડું વચલી શેરીનું. કારણ કે શેરીમાં પણ એમનાં ઢોર. એટલે ઓસરીમાં પેસતાં પેસતાં કોઈ પડે નહિ તો જ સારું, — એટલાં પેશાબપાણી અને કીચડ!

હજુ એક ત્રીજા ઘરનું ચિત્ર આપું. બાપ ઓસરીમાં બેઠો બેઠો હુક્કો ગગડાવતો હોય. એના ખાટલા પાસે જ છોકરો હગ્યો હોય અને ઊભો ઊભો રડતો હોય. એનાં નાક, મોઢા અને માથા ઉપર માખીઓ બમણતી હોય. એનાથી મોટો છોકરો ઓરડાના બારણા પાસે ઊભો ઊભો માખીથી વીંટાયેલો રોટલો ચાવતો હોય. મા રોટલા ઘડતી હોય, છોડીને ગાળો દેતી દેતી પાણી લઈ જઈ ભાઈને ધોવાનું કહેતી હોય. આઠ વર્ષની નાની છોડી ગોળામાંથી લોટો ભરી નાના ભાઈને સાફ કરે છે. પાણી ઓછું પડ્યું, હાથ બગડેલો રહ્યો. એ જ હાથે લોટો લઈ ફરી ગોળામાંથી પાણી ભરી, માંડ માંડ રડતા ભાઈને સાફ કર્યો. બાપ તો

અફીણનો નશો ચડયો હોય એમ ખાટલે બેઠા હુક્કાના દમ દીધા કરે છે.

ચોથું દશ્ય આપવું હોય તો, ઢોર ચારીને ગોવાળિયો આવ્યો. લાકડી આંગણામાં ફેંકતોકને ડામચિયે બાઝયો. ગોદડાં ઊંચાં કરીને રોટલો કાઢયો. નજીક પડેલી કોઠીમાંથી કઢી ભરેલી હાંલ્લી કાઢી અને ઘરના ઉંબરા ઉપર જ ખાવા બેઠો. રોટલાનું એક બટકું મોંમાં મૂકયું, બાકીનો રોટલો સાથળ ઉપર મૂકયો. અને કઢીની હાંલ્લી માંડી મોઢે! એટલામાં અંતરસ ગયું. રોટલો અને હાંલ્લી બેય ભોંય ઉપર મૂકયાં અને દોડયો ગોળે. પણ ત્યાં લોટો-બોટો ના જડયો, એટલે નીચે પડેલું પાણીનું પાળિયું જ મોઢે માંડયું! પાછા ફરતાં લોટો પગમાં જ અફળાયો. આવાં તો કેટલાંય ચિત્રો આપવા બેસું તો આપી શકાય. પણ તે લોભ રોકવો જોઈએ.

બાવટાના રોટલાને બદલે ઘઉંનો રોટલો મળે તો શું આ સ્થિતિમાં ફેર પડી જવાનો? એ ફેર પાડવા માટે તો સફાઈ પ્રત્યેનો પ્રેમ ઉત્પન્ન કરવો જોઈએ, સંસ્કારી રહેણી-કરણીની ટેવો પડાવવી જોઈએ. અને એવી ટેવો, તમે ગંદા છો, તમને બરોબર રહેતાં જ નથી આવડતું, એવી દૂર રહ્યા રહ્યા ટીકાઓ કરવાથી નથી પડવાની. એ માટે તો જાતે સફાઈ કરી એમને વશ કરવા પડશે અને સાથે સાથે સ્વચ્છતાનો એમનામાં પ્રેમ જગાડવો પડશે.

ગામની અને ઘરની તો મેં વાત કરી, પણ ગામ બહાર ફરવા જાઓ તોય તમારી એ જ દશા. તમે જતા હો એ વખતે શૌચ બેઠેલી બહેનોને ઊઠવું પડે. તમારે ફરવું હોય તળાવની પાળ ઉપર, પણ એના ઉપર ચાલો તો તમારા પગ બગડયા વિના ન રહે. તળાવને એ જ કાંઠે કપડાં ધોવાતાં હોય, એમાં જ છોકરાઓ ભૂસકા મારતા હોય, ત્યાં જ છોકરાં લોટે જઈ આવીને પાણી લેતાં હોય, અને એ જ

આરા ઉપર એકાદ છોકરો ધારિયું લઈને માછલી પકડવા મથતો હોય.

આમ ગામડાના જીવનમાં જ્યાં ને ત્યાં ગંદકી પેસી ગઈ છે. ગરીબાઈ આનું એક કારણ છે, પરંતુ અજ્ઞાન અને વહેમો એમાં મોટો ભાગ ભજવે છે. એ દૂર થાય તો જ ગામડાના ખેડૂતના હાથમાં જે લૂખોસૂકો બાવટાનો રોટલો રહ્યો છે એનો પણ એ પૂરતો ઉપયોગ કરી શકે. આજે તો એની પાસે જે છે એને પણ એ અણઘડ રીતે વાપરે છે. ગામડિયો આજે ધાનની ધૂળ કરીને ખાય છે. એને બદલે આપણે એને ધાનમાંથી પુષ્ટિકારક ખોરાક ખાતો કરીએ તો પણ ઘણું થાય. આ કરવા માટે આપણે એના જીવનમાં પેસી ગયેલી અણઘડતા દૂર કરવી પડશે, અને ગંદકી પ્રત્યે એનામાં સૂગ ઉત્પન્ન કરવી પડશે.

આની શરૂઆત ક્યાંથી કરવી અને એમાં શાં વિઘ્નો આવે છે એ વિષે હવે મારો અનુભવ કહું.

મેં મારી શરૂઆત મારા ઘરથી કરી: મારું ઘર, મારું આંગણું, મારું ફળિયું, મારું જાજરૂ, મારું શરીર, મારું રાચ-રચીલું, મારાં કપડાં, બધું સ્વચ્છ અને સુઘડ રાખ્યું. આની અસર, આપણે બોલીએ કે ન બોલીએ, પણ લોકો ઉપર થાય જ છે. ભલે એ જોઈને બધા ઝટપટ એમ કરતા ન થઈ જાય, પણ સફાઈ વિષે વિચાર કરતા તો એ થાય છે. એ શરૂમાં એમ કહેશે, આ કેવું સારું લાગે છે! પ્રથમ ભૂમિકામાં આટલું પણ સંતોષકારક છે. સાથે સાથે વાત વાતમાં, આંગણાં સ્વચ્છ હોય તો કેવું સુંદર લાગે છે, એવા ઉદ્‌ગારો દ્વારા આપણી વસ્તુની ટકોર ચાલુ રખાય. આપણે ત્યાં બેસવા આવનારા ઉપર તો આની અસર થાય જ છે.

એથી આગળ વધતાં, આપણે ત્યાં આવતાં નાનાં બાળકોને કૂવે કે તળાવે લઈ જઈ નવડાવવાં ધોવડાવવાં, એમના

મેલભર્યા લાંબા નખ કાપી આપવા, એમના અવ્યવસ્થિત વાળને વ્યવસ્થિત કરી આપવા, એ બધું આવશે. આની અસર જરૂરી થાય છે. મા ભલે બાળકને સ્વચ્છ ન રાખતી હોય; પણ જ્યારે એ એના બાળકને આવો નાહેલો ધોયેલો અને સુઘડ જુએ છે, ત્યારે એ સહેજે રાજી થાય છે, અને એ બાળક પાસેથી જ તમારી હકીકત મેળવી તમારા તરફ માન અને લાગણી ધરાવતી થાય છે. પછી તો તમે બાળક સાથે મિત્રાચારી બાંધી એને ઘેર જઈ શકો; એની માને એને સાફ રાખવાનું કહી શકો એટલું જ નહિ, પણ એને પોતાનું ઘર અને આંગણું વ્યવસ્થિત કરવાનું પણ કહી શકો. આનું પરિણામ જરૂર કાંઈક તો આવે જ છે. આ સાથે જ ગામના આગેવાનોને ભેગા કરી ગામની ગંદકીનો ખ્યાલ આપવો; એને દૂર કરવાના ઉપાયો પૂછવા; ન સૂઝે તો આપણે સુઝાડવા. આટલા પ્રચાર પછી આપણે આપણું ગ્રામસફાઈનું ત્રીજું પગલું ભરવું. ગામનો કૂવો જોઈશું તો એની બે ત્રણ બાજુએ પાણી અને કાળા કાદવનાં ખાબડાં ભર્યાં હશે. બહેનો એ કાદવ ખૂંદી રોજ કૂવે ચડશે, ચાલતાં ચાલતાં કાદવને એકાદ બે ગાળો ભાંડશે, પણ એ કાદવ કાઢવાનું કે કઢાવવાનું કોઈ નહિ કરે. આ જોઈને તમે જો નીક કરો કે બીજી કોઈ રીતે પાણીનું વહેણ દૂર જતું કરો, ને એ રીતે જૂનો ખાડો સૂકવો અગર પૂરો, તો બધા ચહેરા પર પ્રસન્નતા જોશો અને એમની પ્રસન્ન આંખો તમારી તરફ વળશે.

આ પછીનું ચોથું પગલું તે ગામના લોકોનાં આંગણાં વાળવા જવાનું. હું શરૂઆતમાં શેરી વાળવા જવાનું નથી કહેતો. કારણ, જાતે સફાઈ કરવી એ કામ તરફ જ ગામડાના લોકોને ઘૃણા હોય છે. એટલે આપણે શેરીઓ વાળતા થઈ જઈએ તો આપણા તરફ સારી લાગણી ધરાવવા છતાં એ લાચાર થઈને ઊભા રહી જાય છે. ન વાળશો, ન વાળશો,

એમ એ કહેતા રહે છે અને એમની લાગણી રીઢી થતી જાય છે. પણ પ્રથમ જો આપણે એમનાં આંગણાં વાળતા થઈએ છીએ, તો આટલા પરિચય પછી એ પોતાના આંગણામાં આપણા હાથથી સાવરણો ફરતો જોઈ શકતા નથી. તમને એ વાળવા જ નહિ દે: કાં તો કહેશે, હું વાળી નાખીશ અને કાં તો તમને ઊભા રાખીને સાવરણો ખૂંચવીને વાળી નાખશે. આ વખતે આપણે જ વાળવાનો આગ્રહ ન રાખવો, પણ એના વાળવાના કામને ઉત્તેજન આપવું. કોઈ વખતે ઉતાવળે વાળી નાખતી બહેનના વાળવામાં કચરો પણ રહી જતો હોય તો એને સહન કરી લેવું; અને સમય પારખીને, કચરો રહી જાય છે એવી મીઠી ટકોર પણ કરી લેવાય. સાથે સાથે આંગણું સ્વચ્છ રાખવાના ફાયદા અને મહત્ત્વ પણ તમે સમજાવી શકો. ગંદા આંગણાનાં નુકસાનો પણ સમજાવી શકો. અનુભવે તમે જોઈ શકશો કે, મોટા ભાગનાં આંગણાં તમારે નહિ વાળવાં પડે. પણ હા, કેટલીક વખતે તમારે એથી ઊલટા અનુભવ માટે પણ તૈયારી રાખવી પડશે. મને યાદ છે કે મારે કોઈ કોઈ વખતે સફાઈ-સત્યાગ્રહ કરવો પડતો. એક બહેનને એવો બોજો લાગ્યો કે, આંગણાની સફાઈનું આટલું કામ મારા જવાથી વધ્યું. પણ મારા કામનો ચારે બાજુથી સત્કાર થતો જોઈને એની સામે બોલવાની તેની હિંમત નહોતી.

હું રોજ એના આંગણા આગળ જાઉં એટલે એ કહેશે કે, તમે અહીં વાળશો નહિ. હું કહું, કેમ? તો તે જવાબમાં કહે, હું વાળી લઈશ. ત્રણ દિવસ આવો અનુભવ થયો. પછી તો મેં જાતે જ વાળી નાખવાનો નિશ્ચય કર્યો. પણ આ વખતેય એ બહેન રોકવા આવી. મેં કહ્યું, 'તમે પોતે વાળતાં નથી અને મને વાળવા દેતાં નથી એ કેવું?' જવાબ મળ્યો, 'અમારે જેવું રાખવું હશે એવું રાખીશું; તમે તમારે જાઓ.' મેં કહ્યું,

'એવું કાંઈ ચાલે? બધાં આંગણાં સ્વચ્છ રાખે અને આપણું એકલાનું આંગણું જ ગંદું રાખીએ એવું કેમ કરાય?' આટલું કહીને મેં તો વાળવા માંડયું. પણ એણે મારું ઝાડુ પકડી રાખીને મને અટકાવ્યો. મેં કહ્યું, 'જો તમારે એવું જ કરવું હોય તો તો હું આ બેઠો. તમે જશો પછી વાળીશ.' બે ત્રણ વખત મેં વાળવા પ્રયત્ન કર્યો અને બે ત્રણ વખત એણે મને રોક્યો. એટલામાં એ બાઈનો ધણી બહારથી આવ્યો. એણે કહ્યું, 'તમે આગળ જાઓ; હું વાળી નાખું છું.' એમ કહી એણે આંગણું વાળી નાખ્યું અને હું આગળ વધ્યો.

એક બીજી બહેને પોતાની શેરીની વચ્ચોવચ્ચ ગંદા કચરાનો ઢગલો કરી રાખેલો. મેં કહ્યું, 'આ ઢગલો અહીં કેમ રાખ્યો છે?' જવાબ મળ્યો, 'એનું તમારે શું કામ છે?' મેં કહ્યું, 'ગંદું દેખાય છે એટલા માટે.' 'એ તમારે જોવાનું છે? અમારે જેવું હશે એવું ચાલશે.' મેં કહ્યું, 'પણ મારે નથી ચાલતું ને. આપણું ગામ તો ચોખ્ખું જોઈએ.' છેવટે એણે કહ્યું, 'તમે જાઓ, અમે ઊંચકી લઈશું.' પણ દિવસે દિવસે ઢગલો ઊપડવાને બદલે મોટો થતો ચાલ્યો. આથી ત્રીજે દિવસે મેં કચરો ટોપલામાં ભરવા માંડયો. એટલામાં પેલી બાઈ ઉતાવળી ઉતાવળી આવી, ટોપલો હાલવીને જરા દૂર મૂકી આવી. મેં કહ્યું, 'જુઓ, આજે તો એ ઢગલો કાઢવો જ છે. કાં તો તમે કાઢો અને કાં તો મને કાઢવા દો.' 'તે કાંઈ તમારે બળજબરીથી કઢાવવો છે?' 'ના, બળજબરીથી નહિ પણ રાજીખુશીથી.' આવો પ્રસંગ બને ત્યારે આજુબાજુના લોકો તો ભેગા થઈ જ જાય. અને એ બધાને દોષ બાઈનો જ લાગે એ એક કફોડી પરિસ્થિતિ છે; કારણ, આથી જ એનો ઉકળાટ વધે છે. છેવટે એ બાઈને નમતું તો આપવું પડ્યું, પણ બબડતાં બબડતાં કહે, 'આવા ને આવા ક્યાંથી વાળવા

આવતા હશે!' વગેરે. આથી લોકો એની ટીકા કરવા લાગે. પણ આવા દાખલા તો જૂજ જ બને છે. મોટે ભાગે તો આપણને વાળવા ન દે, અને ન વાળવું હોય તો ઘરમાં ન હોય એવો ડોળ કરી ઘરમાં ભરાઈ રહે; પણ જેમની સાથે આપણે સંબંધ વધારી શક્યા હોઈએ, તેઓ તો વાળવા નહિ જ દે. કેટલીક બહેનો તો આપણે જઈએ એ પહેલાં જ આંગણું વાળીને સ્વચ્છ રાખશે અને કહેશે, 'જુઓ, આજે તો તમે આવ્યા એ પહેલાં જ વાળી નાખ્યું છે કે નહિ?' આપણે એની કદર કરવી અને ઉત્તેજન આપવું.

પણ આથી કઠણ અનુભવ તો કોઈ ઘરના કરાની થડમાં કૂતરાએ કરેલી હગાર તથા એ હગારે એકઠો કરેલો કચરો દૂર કરવા માટે આપણે પાવડો વાપરીએ છીએ ત્યારે થાય છે. મોટી બૂમો પાડતી પાડતી બહેનો બહાર દોડી આવશે અને કહેશે, 'મારો કરો ખોદી નાખવો છે?' આપણે કહીએ, 'હું તો આ કચરો કાઢું છું.' પણ એ કહેશે, 'અમારો એ કચરો ભલે રહ્યો. અમારે ગંદવાડ નથી કાઢવી. ચોમાસામાં કરો બધો ધોવાઈ જાય છે.' સાચી વાત એ હોય છે કે, જાહેર શેરી કે મહોલ્લાની ફળીમાં ભીંતોને અડીને દોઢ બબ્બે તો શું પણ ત્રણ ત્રણ ચાર ચાર ફૂટ સુધી માટી નાખી, ગામડાના લોકો શેરીની બન્ને બાજુ આંતરી લઈને રસ્તો એક પગદંડી જેવો કરી મૂકે છે. આ આંતરેલી જમીન ઉપર ઊગેલું ઘાસ કે કચરો લેવા જાઓ તોપણ બૂમ પાડે, તો પછી શેરીનો મૂળ રસ્તો ખોદી કાઢવાની તો વાત જ ક્યાં રહી? પણ આવે વખતે એમની સાથે બહુ મીઠાશથી કામ લેવાનું હોય છે. એ મીઠાશ વડે મેં એવી નકામી આંતરેલી કેટલીયે જમીનો આજ સુધીમાં ખોદી નાખી છે. મને ખાતરી છે કે, મારે બદલે ગામનો જ બીજો કોઈ જો એ ખોદતો હોત તો વાત વાતમાં ધારિયાં ઊડત, અને લોક કોર્ટકચેરીએ ચડ્યા હોત. પણ એ

લોકો, ઘણી વખત ન ગમે છતાં, મને તથા મારા કામને સહી લેતા, એ હું સ્પષ્ટ જોઈ શકતો. આ રીતે આંગણાં વાળવાનો પ્રશ્ન તો સુગમ થઈ જાય છે, પણ ગામની જાહેર શેરીઓ સાફ કરવાનો પ્રશ્ન વધુ ગૂંચવણભર્યો છે. કારણ, લોકોમાં શેરી આપણી છે, આપણે વાપરીએ છીએ અને આપણે સાફ રાખવી જોઈએ, એ જાતની ભાવના જ નથી. ત્યાં તો તરત પ્રશ્ન ઊઠવાનો કે, એ ક્યાં મારી છે? શું બીજાનાં નરક અમે ઉસરડવા જઈએ? બહેનો આંગણાં પૂરતું સંભાળી લે છે. ભાઈઓમાંથી કેટલાક આંગણાં સાફ રાખવા માટે બહેનો ઉપર તાકીદ રાખે છે. જાણે કે પોતે તો હુકમ કરવા જ સરજાયેલા હોય નહિ! હું વાળતો હોઉં ત્યારે ગામના ઘરડેરાને પણ જરા શરમ ને સંકોચ તો થાય, પણ બધા જ પોતાની જાત પાસે લાચારી અનુભવે. આવી સ્થિતિમાં ગામને સાફ જ રાખવું હોય તો ગામના ભંગીને કાંઈક મળી રહે અને ગામની જાહેર શેરીઓ વાળી જાય એવી ગામ તરફથી કાંઈક વ્યવસ્થા કરાવવી, એ જ મને યોગ્ય લાગેલું. જાતે સફાઈ કરવામાં કાંઈ હીણપદ નથી એ બતાવવા પૂરતું આપણે આપણી શેરી અને કોઈ કોઈ વખતે ગંદા વિભાગો વાળવાનું કર્યા જ કરીએ. આમાં પણ ગામ કેવડું છે એના ઉપર આધાર રાખે છે. જો ગામ મોટું હોય તો સમસ્ત ગામની આવી વ્યવસ્થા કરવી લગભગ મુશ્કેલ, કારણ એમાં વિઘ્ન નાખનારા અને સાથ ન આપનારા નીકળી પડે. આવે વખતે દરેક મહોલ્લાએ પોતપોતાનો મહોલ્લો ભંગીને વાળવા સોંપી દેવો જોઈએ. બદલામાં વાર્ષિક ચાર આઠ આના કે કાંઈક અનાજ આપવાનું ઠરાવવું જોઈએ. જો ગામ નાનું હોય તો આખા ગામની પણ આવી વ્યવસ્થા કરી શકાય. મેં મારા આખા ગામની આવી વ્યવસ્થા કરવાનો પ્રયત્ન કર્યો. આખા ગામને ભેગું કરી સફાઈનું મહત્ત્વ સમજાવ્યું. ગંદકીથી આવેલાં પરિણામોનો

આબેહૂબ ચિતાર દોરી આપ્યો અને એનો તોડ કેમ કાઢવો એનો રસ્તો સૂચવ્યો. છેવટે ગામના બન્ને ભંગીઓએ આંતરે દિવસે આખા ગામની જાહેર શેરીઓ વાળવી, અને ગામે ઘર દીઠ એમને ચાર આના આપવા એવું ઠરાવ્યું. બે મહિના ગામ વળાયું પણ ખરું. પણ પછી પેલા ભંગી ભાઈઓએ થોડા પૈસાની માગણી કરી અને ગામલોકોએ એ આપવાનાં કાંઈ ચિહ્ન બતાવ્યાં નહિ, એટલે એ યોજના પડી ભાગી. મેં એ કાયમ રાખવા માટે આગેવાનોને સમજાવવામાં કાંઈ બાકી રાખી નહિ, પણ એનું કાંઈ ફળ નીકળ્યું નહિ. ગામમાં પંચાયત અગર મ્યુનિસિપાલિટી હોય તો તો આવાં કામ સહેજમાં ઊકલી જાય.

આ સ્થિતિમાં જાહેર શેરીઓ વાળવાનું કામ પણ મેં ઉપાડી લીધું. આ વસ્તુ ગામલોકોને ગમતી નહોતી. પણ ગામમાં એકસંપીનો અભાવ તથા ખોટી પ્રતિષ્ઠાનું ભૂત એમની ભલી લાગણીને પણ દૂંદીને ઠેકાણું કરી નાખતું. લાંબે ગાળે હું વાળું એ એમને સદી ગયું. મને આ સ્થિતિમાં આ સિવાય બીજો કોઈ માર્ગ ન દેખાયો. હા, મને એમ લાગે છે કે, ચાર આનાને બદલે જો મેં ઘર દીઠ પાંચ શેર અનાજ આપવાની વ્યવસ્થા કરાવી હોત તો કદાચ એ ઓછું મુશ્કેલ બનત. પણ ગામના વસવાયાઓ પોતાની મહેનત બદલ ગામમાંથી અનાજ ઉઘરાવવામાં જે ત્રાસ વેઠે છે એ જોતાં તો મને એ પણ મુશ્કેલ લાગે છે. છતાં હું એ અખતરો કરી જુઅત. પરંતુ, ત્યાર પછીના વર્ષમાં પાછોતરા વરસાદને કારણે ડાંગર બિલકુલ પાકી નહિ, એટલે એ વાત છેડવામાં મેં બહુ માલ જોયો નહિ. જોકે આ સાથે આપેલા બીજા પ્રકરણમાં એમનાં ખરચના આંકડા જોઈએ છીએ તો એમનાં ખોટાં ખર્ચો આ રકમ કરતાં પચાસ ગણાં વધારે છે. પણ આ વાર્ષિક ચાર આના ખરચવા કોઈ તૈયાર ન જણાયું; કારણ,

આવા ચાર આનાથી તંદુરસ્તીને કેટલો ફાયદો થાય, બીમારીને કારણે ભૂત-ભૂવા પાછળ તથા વૈદ-દાક્તર પાછળ ખરચવા પડતા કેટલા પૈસા બચી જાય, તથા ખસ દાદર ફોલ્લા વગેરેની કેટલી હાલાકીમાંથી ઊગરી જવાય, એનો સ્પષ્ટ ખ્યાલ હજુ એમને દસ્યો નથી. કોઈકને દસ્યો છે, પણ બધા તૈયાર નથી એટલે એમનું બહુ ચાલતું નથી. હા, એકાદ અમલદાર આવે તો એની બળજબરીને વશ થઈને ચાર આનાને બદલે આઠ આના કે આઠ રૂપિયા આપી દે. થોડીક મોટાઈ મેળવવા માટે એકાદ ભાટ બારોટને બેત્રણ રૂપિયા આપી દે. પણ પોતાની મેળે પોતાના સ્વાર્થ સમજીને ચાર આના ખરચવા એ તૈયાર નથી.

બધે જ આખા સમાજમાં સામુદાયિક કામ આવ્યું એટલે લોકો અનેક બહાનાં કાઢે અને કામને હોય એથી વધુ મુશ્કેલ બનાવી મૂકે. પણ આ કામમાં તો મેં જોયું કે, ચાર આના માટે આખું ગામ ચાર ચાર કલાક સુધી લડાલડી અને બોલાબોલી કરે.

એમનામાં ભાદરવાની ઉજાણીને દિવસે માતાનો એક રથ નીકળે છે. આનો ખર્ચ કાઢવા માટે ઘર દીઠ બે આના ઉઘરાવવાના હતા. બધાના પૈસા સાંજના પાંચ સુધીમાં આવી ગયા, પણ ત્રણ જણના બાકી રહ્યા હતા. એ કાંઈક ને કાંઈક બહાનાં કાઢી તુરત આપતા નહોતા. આ છ આના માટે રાતના બાર વાગ્યા સુધી બોલાબોલી ચાલી, પણ પેલા ત્રણ જણ બબ્બે આના આપવા તૈયાર નહોતા અને એ ન આપે ત્યાં સુધી બીજા પોતાના પૈસા વાપરવા દેવા તૈયાર નહોતા. સૌ કહેતા હતા કે આ તો માતા માટેનું કામ છે, ધર્મનું કામ છે. પણ એ ધર્મકાર્ય એક જણ ન આપે તોપણ અટકી પડે તેવું! છેવટે એ રથ રાત્રે બે વાગ્યે નીકળ્યો હતો. પૈસા

ઉઘરાવવાની વાત આવે ત્યારે અમારા ગામમાં લગભગ દરેક વખતે આવું જ બને છે.

સફાઈનું કામ ઋતુ પ્રમાણે પણ બદલવું પડે છે. ચોમાસામાં મારે ફળી અને શેરી વાળવાનું બંધ કરવું પડ્યું, પણ એને બદલે નવાં જ કામો હાથમાં આવી પડ્યાં. કોઈ જગ્યાએ પાણી ભરાતું હોય તો નીક ખોદી વહેણ ચાલુ કરવું કે એવું તેવું તો હતું જ. પણ આ ગામમાં એક એવો વહેમ ભરાયો હતો કે, ચોમાસામાં શેરીમાં પડતું છાણ એકઠું કરીએ તો ઢોરમાં રોગચાળો ફેલાય. આથી શેરીઓ બહુ ગંદી રહેતી, અને છાણનું કીમતી ખાતર ખેતરને લાભ આપવાને બદલે શેરીમાં રમતાં છોકરાંઓના શરીરમાં જઈ ઝેરનું કામ સારતું. મેં આ છાણ ઊંચકવા ઘણી બહેનોને સમજાવ્યું, પણ બધું નિરર્થક. છેવટે મેં નિર્ણય કર્યો કે, મારે જ એ છાણ એકઠું કરવું અને એના ઉકરડામાંથી દવાદારૂનું ખર્ચ કાઢવું. આ રીતે મારું એક કામ વધ્યું. પણ શરૂઆતમાં મારા આ કામ તરફ કેટલીક બહેનો ભયની નજરે જોતી. જેમ સફાઈનું કામ રીઢું થયું તેમ આ પણ રીઢું થયું. વધારામાં કેટલીક બહેનો છાણ ઉપાડવાની હિંમત પણ કરવા લાગી. એટલે મારે ભાગે રોજનું છ થી આઠ ટોપલા છાણ આવતું તેની જગ્યાએ દોઢેક મહિના બાદ એકાદ ટોપલો માંડ મળવા લાગ્યું. આ રીતે મારો અર્થ તો સર્યો. આવા અનેક વહેમો ગામડામાં કામ કરી રહ્યા હોય છે. એની પાછળ કાંઈક કારણો પણ હોય છે. એ નીકળે ખરા, પણ નીકળતા પહેલાં આપણી ધીરજની પૂરી કસોટી કરે.

વચ્ચે એક સત્ર મેં ઘર-સફાઈનું રાખ્યું હતું. રોજ બપોરના એકાદ બે ઘેર બેસવા જાઉં. એમની વાતોમાં ભળું. સાથે સાથે ઘરની ગંદકી અને અવ્યવસ્થા જોઈ લઉં. પછી એ વ્યવસ્થિત કરવા લાગું. લૂગડાં જ્યાં ત્યાં પડ્યાં હોય તે

ગડી વાળીને વળગણીએ મૂકું. વળગણી ન હોય ત્યાં દોરી બાંધી વળગણી બનાવું. ઓસરીમાં કે ફળી આગળ આળોટતા ગંદા લોટા પ્યાલાને ઊંચકીને પાણિયારે મૂકું. ગોળામાંથી પાણી કાઢવાનો પ્યાલો મોઢે ન માંડવાની, બધાં વાસણ માંજીને સાફ રાખવાની, પાણી સાફ ગળણેથી ગાળવાની, આવી અનેક સૂચનાઓ સાથેસાથ આપતો જાઉં. આ રીતે ઘરો સાફ થતાં અને સફાઈની ભાવના પણ વધતી.

ઘરોમાં નકામી વસ્તુઓ એટલી બધી હોય છે કે, નાનું ઘર એ બધાંને સમાવવા તૈયાર નથી હોતું, અને ઘરમાલિક એને છોડવા તૈયાર નથી હોતો. આ ગામમાં, ખેડા જિલ્લાનાં લગભગ બધાં જ ગામોમાં, ઘરની સંકડાશ એટલી બધી હોય છે કે એનો નિકાલ કેમ લાવવો એની સૂઝ નથી પડતી. આખું ગામ ફરીથી વસાવો તો કદાચ કાંઈક ઘરોની વ્યવસ્થા કે મોકળાશ આવે. પણ આજની સ્થિતિમાં એ ક્યાં શક્ય છે? કેટલીક જગ્યાએ તો ગામનું તળ જ એવું હોય છે કે ગામને ફરી ગોઠવીને રચવાનું પણ અશક્ય બને. માસરા ગામની જ સ્થિતિ એવી છે. મકાનની આગળ કે પાછળ ક્યાંય છૂટ હોય નહિ. આ સંકડાશમાં વધારો કરનારાં પાછાં ઢોર. ખેડૂતને ઢોર ન હોય તો ચાલે પણ શી રીતે? પણ આ કામ જેવો વગર વિચાર્યો ઢોરોનો શોખ કોઈને નહિ હોય. ઢોર પાળીને એને ખવડાવવાની ને બાંધવાની વ્યવસ્થા તો જોઈએ ને? ખવડાવવા ઘાસ ન હોય અને બાંધવા છાપરું ન હોય, પછી ઢોરને રાખ્યે શો ફાયદો? આ તો ઢોરને પાળવાનો નહિ પણ મારવાનો શોખ થયો! અને એ ઢોર પણ કેવાં! હાડકાં ચામડાથી મઢેલાં! અમારે ત્યાં એક એક ઘરમાં ૧૩–૧૩ ને ૧૪–૧૪ ઢોરના દાખલા છે. અરે! એક ઘરમાં તો ૧૭ ઢોર છે. આટલાં બધાં ઢોર રાખવાને બદલે જો એ બે કે ત્રણ ઢોર જ રાખે અને એની સારી બરદાસ્ત કરે, તો આ ૧૭

ઢોર કરતાં પણ એ વધુ લાભ ઉઠાવી શકે. લાભ ન થાય તોય હાડમારીમાંથી તો બચી જ જાય. ઉનાળાના દહાડામાં તળાવમાં પાણી ખૂટી જાય છે ત્યારે કૂવામાંથી પાણી ખેંચી ઢોર પાતા લોકો તથા એમનાં ઢોરની સ્થિતિ જોઈને તો કમકમાટી છૂટે છે. આવાં નાનાં ગામોમાં કૂવા પાસે હવાડો તો હોય છે, પણ હવાડો ભરવા માટે કોસ, વરત, બળદ જોઈએ તે ન મળે. એટલે છતે હવાડે લોકોને અને ઢોરને ન હવાડા જેવું થાય છે. અને ગામનું એટલે કોઈનું નહિ, એ નિયમ તો આજકાલ સાર્વત્રિક થઈ પડ્યો છે. ચોમાસામાં આ ઢોરને પોતે રહેતા હોય એ જ મકાનમાં બાંધવાનાં. પછી એ ક્યાં સ્વચ્છતા સાચવે?

સામાન્ય રીતે ગામડાના લોકો શૌચ માટે ખેતરનો ઉપયોગ કરે છે. પણ સવારમાં વહેલા ઊઠીને જવાનું હોય ત્યારે તો તળાવની પાળ કે ગામની આજુબાજુનાં નાનાં મોટાં ધુંગાંનું શરણ જ લેવું પડે. આમાંય બહેનોની દશા તો બહુ દયાજનક હોય છે. કોઈ પુરુષ આજુબાજુમાંથી નીકળ્યો એટલે એણે પોતાની હાજત રોકીને ઊભું જ થઈ જવાનું. આમાં મર્યાદા તો શી સચવાય જ? આવી મુશ્કેલી છતાં ગામલોકોને જાજરૂની એટલી બધી ઘૃણા કે, મને પણ જાજરૂ ન મૂકવા દે, પછી તેઓ પોતે એનો ઉપયોગ તો શાનો જ કરે? એવી જ સ્થિતિ પેશાબ કરવાની. કોઈકના ઘર પાછળ નવેરું હોય તો ઠીક છે, નહિ તો ઢોર બંધાતાં હોય ત્યાં જ બહેનોને તો હાજતે બેસવું પડે.

આ મુશ્કેલી માત્ર માસરા જેવા નાના ગામની જ છે એવું નથી. પણ મોટાં ઉજળિયાત ગામોની પણ એ જ દશા છે. ત્યાં કદાચ આથી વધુ મુશ્કેલી હોય છે. એવાં ગામોમાં કોઈકને ત્યાં દટણ-જાજરૂ હોય છે. પણ એ તો ગંદકીનાં જ ઘર. એક વખત મારે એવું જાજરૂ જોવાનો પ્રસંગ આવ્યો

હતો. પગ ક્યાં મૂકવો એની સૂઝ ન પડે એટલું અંદર અંધારું. ચારેય બાજુ વંદાના થર બાઝ્યા હતા અને પાણી લેવાનું ડબલું તો વર્ષોથી સાફ નહિ થયેલું. આમાં પણ બેસીને ઊભા થતી વખતે માથું સીડીના દાદરે ભટકાય એવી વ્યવસ્થા. આવાં જાજરૂ કરતાં તો ગામડાના લોકો શેરીઓ બગાડે છે એ હું વધારે પસંદ કરું. કારણ, આ શેરી ઉપર સૂરજનો તાપ તો રોજ પડવાનો.

ગામડામાં અને ખાસ કરીને બારૈયા કોમમાં જેવી આભડછેટની સૂગ હોય છે, એવી જ એક જગ્યાએ મળ પડ્યો હોય એના ઉપર ફરી બેસવાની સૂગ હોય છે. આથી એમની પાસે જાજરૂની વાત કરીએ છીએ ત્યારે એમનું દિલ દુભાય છે. છતાં એ વાત છોડવાની નથી. રોજ ને રોજ નવે નવે સ્વરૂપે એના ફાયદાઓ બતાવી બતાવીને આપણે એ વાત કરતા જવું જોઈએ. જાજરૂ વસાવતા થઈએ એ પહેલાં ખેતરમાં જ જાજરૂ જવાની પ્રથા પાડવી પડાવવી જોઈએ. અને મળ ઉપર માટી ઢાંકવાનું ગંદું (!) કામ કરવાની પણ સમજ પાડવી જોઈએ. ગામડામાં આ એક નવી રુચિ પેદા કરવાની છે. આપણે રોજ પાવડો અગર કોદાળી લઈને શૌચ જઈએ અને એકાદ ખેતરના ખૂણામાં મળ ઢાંકીએ એની અસર થાય છે. એ મળવાળી જગ્યાનું કાળું ઊંચું કરસાણ કોઈ પણ ખેડૂતની નજર ખેંચે છે, અને ધીમે ધીમે જૂની સૂગ ઘસાતી જાય છે. આપણે આપણું જાજરૂ વસાવી શકીએ એના જેવું તો બીજું કશું નહિ. શરૂઆતમાં બીજા એનો ઉપયોગ નહિ કરે. પણ દિવસ જાય છે એમ અપરિચિત વસ્તુ પરિચિત થતી જાય છે, અને આપણા ધ્યાનમાંય ન આવે એમ કોઈ કોઈ એનો ઉપયોગ કરતા થઈ જાય છે. પછી તો એ પ્રવાહ વધતો જ જાય છે.

સ્વચ્છતાની દૃષ્ટિએ આશ્રમ વિદ્યાપીઠની ઢબનાં ડોલ-જાજરૂને હું આદર્શ જાજરૂ ગણું છું. પણ ગામડાની કેટલીક મુશ્કેલીઓનો વિચાર કરતાં, ગામડા માટે હું ખાડા-જાજરૂની જ ભલામણ કરું છું. નજીકના ખેતરમાં એક ફૂટ ઊંડો અને એક ફૂટ પહોળો એવો લાંબો ખાડો ખોદી, એના ઉપર એક માણુસ ખસેડી શકે એવું હલકું છતાં મજબૂત અને ઢીલું ન પડે એવું જાજરૂનું ચોકઠું ગોઠવવું જોઈએ. આ ચોકઠાનું માપ નીચે પ્રમાણે હશે તો અનુકૂળ થઈ પડશે:

કુલ ઊંચાઈ ૭ ફૂટ
લંબાઈ પહોળાઈ ૨॥ ,,
જમીનથી પાટિયાની બેઠકની ઊંચાઈ ૧ ફૂટ
બેઠકનાં પાટિયાં વચ્ચેનું અંતર ૯ ઇંચ.

આવા ચોકઠાને વાંસનું ફરતું પાલું ચોડી દેવાય. મજબૂતાઈ ખાતર કેટલાક પતરું પણ જડી લે છે. જાજરૂ ઉપર ચડતાં સામે જ બેઠકનું પાટિયું આવે એ રીતે જાજરૂનું બારણું ગોઠવવું. ચોકઠું જાડી વળી અગર તો ૨"×૨"ની સાઈઝમાંથી બની શકે. સંભાળ એટલી જ રાખવાની હોય છે કે એ હલકું છતાં સાલપોલિયું ન થાય. વરસાદ અને તાપ ખાળી શકાય એ માટે ઉપર છાપરું પણ આવશ્યક છે. એય પેલા પાલા અગર પતરામાંથી બની રહે. જેમ જાજરૂની બેઠક સુધીનો એક ફૂટનો ભાગ પાલું જડ્યા વિનાનો હોય છે, તેમ ઉપરનો એક ફૂટનો ભાગ પણ ખુલ્લો રાખવો, જેથી જાજરૂ બંધ હોય ત્યારે પણ ઉપરથી હવા પ્રકાશ આવે જાય.

આજના જમાનામાં આખા દેશમાં જાજરૂનો પ્રચાર કરવો એ એક આવશ્યક સુધારો મનાવો જોઈએ. આપણાં સ્વાસ્થ્ય અને સ્વચ્છતા માપવાનો એ પારો ગણાવો જોઈએ.

## ૩

# રોગો

ગામડામાં સર્વસામાન્ય રોગ જોવા જઈએ તો દાદર અને ખસ છે. આ રોગ થવાનું કારણ લોકોની ગંદી રહેણીકરણી સિવાય બીજું કશું નથી. અમારા ગામમાં સેંકડે ૮૦ લોકોને દાદર વળગેલી છે. કેટલાક તો એવા છે કે એમને આખા શરીરે દાદર છે. પણ મોટા ભાગના લોકોને દાદર પેઢું કેડ અને સાથળના મૂળમાં હોય છે. આમાં બહેનોને પુરુષો કરતાં પણ વધારે છે. ગામમાં આટલી બધી દાદર કેમ છે એનાં કારણો શોધવા જતાં મને નીચેનાં મળ્યાં છે:

૧. પરસેવે રેબઝેબ થયા હોય કે નાહ્યા હોય, પણ શરીર લૂછી નાખવાની એમનામાં પ્રથા જ નથી. આથી પાણી કે પરસેવાની ભીનાશ સાથે મેલ ભળે છે. એમાંથી ગંદકી, ખંજવાળ અને દાદર ખસ જન્મે છે.

૨. બહુ સખત ધોતિયું અથવા નાડું બાંધવાથી કેડના ભાગમાં વલૂરાટ વધે છે, એ પણ દાદર ખસનું એક કારણ છે. નાહવા માટે ઓથાવાળી જગ્યા નહિ મળવાથી યોગ્ય રીતે શરીરના બધા ભાગ સ્વચ્છ નથી થઈ શકતા, એ પણ એક કારણ છે.

૩. કબજિયાતનું દર્દ સર્વસામાન્ય છે, એ પણ એક કારણ છે.

૪. તળાવમાં આવતું પાણી ગંદવાડથી ભરેલું હોય છે. એવા ગંદા પાણીમાં નાહવું, કપડાં ધોવાં એ પણ એક કારણ છે.

૫. બાવટો, તેલ અને વધારે પ્રમાણમાં ખવાતાં મરચાં, આવા સૂકા ખોરાકની ગરમી પણ કામ કરતી હોય એવું જણાય છે.

દાદરની દવા લેવા માટે મારી પાસે બહુ લોકો આવે છે, પણ કાયમ માટે દાદરને દૂર કરવાનાં સાધનો કોઈ નથી અજમાવતું. આવી દવાથી ઓછી થયેલી દાદર ફરી ફરી ઊભળે છે. આખે શરીરે દાદર હોય એને તો દવા પણ શી લગાડવી? ગામડામાં જ મળતી કોઈ વનસ્પતિ આવા રોગ માટે શોધી કાઢવી જોઈએ, જેથી ગામડાના લોકો સહેજે એનો ઉપયોગ કરી શકે.

આવો જ બીજો વધુ પ્રચલિત રોગ તે આંખો આવવી; ખાસ કરીને નાનાં છોકરાંની અને પાછળથી મોટેરાંઓની. આનાં કારણો નીચે મુજબ જણાયાં છે :

૧. શેરીઓમાં ગંદી છાણવાળી ધૂળમાં રમવું અને આંખોમાં રજ જવો.

૨. કબજિયાત.

૩. માબાપની બેદરકારી.

૪. નવાં ધાન્યો ખાવાં.

આંખમાં પહેલાં તો એક પ્રકારનો રાતો રંગ નાખીને આંખો મટાડવા પ્રયત્ન કરાતા. મારા આવ્યા પછી બોરીકના પાણીથી આંખો ધોઈને ખાખરાનો અર્ક નાખવો શરૂ કર્યો છે. એથી સામાન્ય રીતે આરામ થઈ જાય છે.

આ લોકોમાં ત્રીજો ખાસ રોગ તે મોટા અમૂંઢ ખીલ નીકળવા અગર ગળું ફૂલી જવું. પણ આને સામાન્ય રીતે મહારાજની ગાંઠ નીકળી છે એમ માની ભૂવા પાસે દોડે છે, અને બીજી કોઈ દવા કરાવે તો કાંઈક નુકસાન થાય એવો ભય સેવે છે. કેટલાકના મનમાંથી એ ભય હવે ગયો છે. એવા લોકો મૂળિયું ઘસીને ચોપડે છે અગર આપણે કહીએ તેમ શેક, માટી કે પોટીસનો પ્રયોગ કરે છે.

ચોથો રોગ તે ટાઢિયો કે ચોથિયો તાવ. ખાસ કરીને ભાદરવા મહિનાની અવ્યવસ્થાથી આ તાવ વધે છે. આમાં

ગામની આજુબાજુની ખાઈમાં ભરાતા પાણીમાં ઉત્પન્ન થયેલા મચ્છરો, ચોમાસાની મોસમમાં ખૂબ કામ કર્યું હોય તેનો થાક, અને ચાલુ ઝીણી કજિયાત, આટલાં કારણો હોય છે. આમાં હું દિવેલનો જુલાબ તથા કરિયાતાનો ઉકાળો આપું છું. પણ જુલાબ લેવાનું બહુ ઓછા પસંદ કરે છે. આથી એકલો ઉકાળો બહુ કામ નથી કરતો. બીમારીમાં પણ બે ત્રણ વખત ખાવું તો જોઈએ જ, એ જાતની એમની માન્યતા કેટલીક વખત વધારે નુકસાન કરે છે. આટલા સર્વસામાન્ય રોગો ગણાય.

એ ઉપરાંત નાનાં બાળકોને સસણી થવી, શરીરમાં ફીકાશ વધતી જવી, કમળો થવો, આવાં દર્દો પણ થાય છે. પણ આવા બીમારોને હું વૈદ દાક્તરની સલાહ લેવાનું જ કહું છું. પણ એ વૈદ દાક્તર પાસે પહોંચે એ પહેલાં ગામના ભૂવા-દાક્તરો એને ઘેરી લે છે અને દર્દ ઘટાડવાને બદલે કોઈ વખતે વધારી આપે છે; ખર્ચ કરાવે છે તે તો જુદું. પણ આ ભૂવા વિષે તો હું અલગ જ કહીશ. ઉનાળામાં પેશાબની બળતરાના કેસ પણ હોય છે.

ચોમાસામાં વીંછી કરડવાના બનાવ ખૂબ બને છે. ડંખ ઉપર પોટાસ પરમેન્ગેનીઝ, લીંબુનો તેજાબ તથા પાણીનું એક ટીપું, આ એક પ્રયોગ. મીઠાના પાણીનાં ટીપાં આંખમાં પાડવાં, એ બીજો પ્રયોગ. થોરનાં પાંદડાંનો રસ ચોળી વીંછી ઉતારતા હોય એમ મસરવું, આ ત્રીજો પ્રયોગ. આમાંથી જુદા જુદા માણસને જુદો જુદો પ્રયોગ લાગુ પડે છે. કોઈ વખતે એક પણ લાગુ ન પડે એવું પણ બને છે.

સામાન્ય ગ્રામસેવક દાક્તર નથી. તે બહુ સામાન્ય ઇલાજો કદાચ કરી શકે. તેના પૂરતી બેપાંચ દવાઓ તે કદાચ પોતાની પાસે રાખી શકે. પણ દવાઓ આપવા કરતાં સ્વાસ્થ્યના નિયમોનું પાલન વધે એ હું વધુ મહત્ત્વનું માનું છું.

૪

# ખેતી

આજે માસરાનો ધંધો શો, એમ કોઈ પૂછે તો ખેતી સિવાય બીજો ન કહી શકાય. કારણ, ગામમાં એક પણ માણસ એવો નથી કે જે ખેતી કરતો ન હોય, અગર ખેતી સાથે એનો કાંઈક પણ સંબંધ ન હોય.

અહીંના લોકોનો મૂળ ધંધો ખેતી ન હતો એ મેં અગાઉ જણાવી દીધું છે. પણ આજકાલ તો એ ખેતી જ બની ગયો છે એટલું જ નહિ, પણ સારું વર્ષ ન આવે અને ખેતીનો પાક નિષ્ફળ જાય, ત્યારે ખાવું શું એ જ પ્રશ્ન એમની પાસે આવીને ઊભો રહે છે. ભલે પાટીદારો જેવી એમની ખેતી વિકસી ન હોય, પણ એમાં એમની પ્રગતિ થઈ છે એ સાવ સાચી બિના છે. પહેલાં એમને ખેતી કરતાં જ ન આવડતી. તેને બદલે આજે ડાંગર, બાજરી, બાવટો, કપાસ, તુવેર, તમાકુ વગેરે તૂલો એ લેવા લાગ્યા છે. એ ખેતીમાં પાછળ છે, એનાં કારણોમાં એમની અનાવડત ઉપરાંત ગરીબાઈ અને આળસ પણ મોટો ભાગ ભજવે છે. એની પાસે જોઈએ ત્યારે રોકડાં નાણાં ન હોય. બીજા ખેડૂતો નાણાંને જોરે બિયાવું ગમે ત્યાંથી વસાવી લે, હળલાકડાની એકાદ જોડ ફાજલ રાખે, ખેતરમાં ઘાસ વધી ગયું હોય તો એકસાથે પાંચ પચીસ માણસ રોકી ખેતર ચોખ્ખું કરાવી નાખે. આવું કશું આ ખેડૂતો ન કરાવી શકે એટલું જ નહિ, પણ વરસાદ આવ્યા પછી પણ કેટલીક વખતે એને બળદ, હળલાકડું કે બિયાવાને અભાવે ઓભાવું પડે. બીજું, એને વિચારપૂર્વક

કે વ્યવસ્થિત કામ કરવાની આદત જ નથી પડી, એટલે દરેક કામની એને છેલ્લી ક્ષણે સૂઝ પડે છે. આથી એની ખેતીમાં બરકત નથી આવતી.

નવરાશને વખતે મોજમજા માણવાની મરજી સૌને થાય. પણ આ તો ખેતીની મોસમ વખતે કોઈનું લગન આવી પડે તો એમાં જવાનુંય ચૂકે નહિ. સગેવહાલે ગયો હોય તો એકાદ વરાપ એ સહેજે ખોઈ બેસે. આનું પરિણામ એ આવે છે કે, એમને મોજમજા માણવાની ઓછી મળે છે અને મહેનત તો એટલી ને એટલી, કોઈક વખતે વધારે પણ, કરવાની આવે છે.

સામાન્ય ખેડૂત કામની મોસમમાં ૪–૫ વાગ્યે ખેતરમાં પહોંચવાનો, અને બપોરના ૧૧–૧૨ વાગે એ પહેલાં આખા દિવસનું કામ પૂરું કરીને એ ઘેર પાછો વળવાનો. પછી આરામ લેવો હોય તો આરામ લે, અગર બીજા દિવસની તૈયારી કરી મૂકે. ત્યારે આ લોકો તો સવારના સાત વાગી જાય ત્યાં સુધી હુક્કાપાણી અને ચામાંથી ઊંચા ન આવે. એમાંથી પરવાર્યા હોય તો હજુ રોટલા તૈયાર ન થયા હોય. આ રીતે ૮–૯ વાગ્યે એ ખેતર ભેગો થાય. ત્યાંય જો કોઈ વાતો કરાવનારું મળ્યું તો એનો હુક્કો તો તૈયાર જ હોય. મોડો ગયો હોય એટલે તડકો તો ઝટ આવે જ. પછી પરસેવાના રેલા ઊતરે. બળદને પણ પહેલેથી ચાર કે અનાજ પૂરીને તૈયાર કર્યા હોય એવું નહિ; એટલે એય ઝટ થાકી જાય. હળલાકડું પણ દહાડામાં પંદર વખત છોડવું બાંધવું પડે. આવી હાલતમાં એ સાંજના સાત સુધી ધોમ ધખતા તાપમાં કામ કર્યા કરે, છતાં પેલો બપોરે બાર વાગ્યે ઘેર ચાલ્યો જાય એના કરતાં ઓછું કામ કરીને ઘેર પાછો આવે. પોતે અને બળદ થાકીને લોથ થઈ ગયા હોય એ વિશેષતા.

એટલું જ નહિ પણ મેં તો નજરે જોયું છે કે, ચોમાસું બેસે એ પહેલાં પાટીદારો ખેતીનાં સાધન વગેરે સમારાવી

તૈયાર થઈ ગયા હોય. ક્યારે વરસાદ આવે અને ક્યારે ઓરવા જાઉં એની એ રાહ જોઈ રહ્યા હોય છે. જ્યારે આમનું એથી સાવ ઊલટું હોય છે. વરસાદ આવ્યા પછી તો એ હળલાકડાં ભેગાં કરવા બેસે એટલું જ નહિ, પણ કોઈક તો એ માટે જોઈતું લાકડું વાઢવા પણ એ વખતે નીકળે. આ તાકડે સુથાર એને જેમ ચારવો હોય એમ ચીરે. બિયાવાનું ઠેકાણું ન હોય એટલે વાણિયો પણ દોઢા બમણા કૂટી કાઢે. અને કોઈક તો વળી ખરી ઓરણીની મોસમ ચાલતી હોય ત્યારે છાપરા ઉપર નળિયાં ચાળવા ચડ્યો હોય! બધા નળિયાં ચાળતા હોય ત્યારે એ સગેવહાલે ગામગામતરું કરતો હોય અને મોટું ફાળિયું બાંધીને હુક્કો લો...ઓ કરતો હોય! સો સો વીઘાંવાળા પાટીદારનાં ખેતર ખેડાઈને ઓરવા માટે તૈયાર થઈ ગયાં હોય ત્યારે આ ભાઈના બે વીઘાંના ખેતરમાં હજુ સાંઠીઓ ઊભી હોય. આ વખતે જ, પહેલો વરસાદ શરૂ થયો ત્યારે ઘણાખરા ખેડૂતો ઓરવા જતા હતા એ વખતે, મારા ઘર સામેના મકાનમાં જ ધણીધણિયાણી લડતાં હતાં. મેં તપાસ કરી તો જણાયું કે બિયાવું છે નહિ. વાણિયો ઉધાર આપે એવી શાખ નથી. મને થયું કે, બિયાવા વિના આનું આખું વરસ બગડશે એટલે એક વાણિયા ઉપર મેં એને બિયાવું આપવાની ચિઠ્ઠી લખી આપી. ત્યાં તો એ કહે છે, 'ખાવાનુંય નથી એ પણ લખી આપો.' મેં જોયું કે લાલચ વધતી જાય છે. મેં કહ્યું, 'ભાઈ, એ મારી શક્તિની વાત નથી.' એણે કહ્યું, 'ઠીક ત્યારે બિયાવું તો લખી આપો.' મેં કહ્યું, 'પણ બિયાવું લઈને ઓરી દઈશ કે ખાઈ જઈશ?' એ કહે છે, 'ઓરીશ ઓરીશ; આવું શું બોલો છો, મારા ભાઈ! પણ મારી પાસે બળદ નથી.' મેં કહ્યું, 'ત્યારે તું શું કરવાનો? અને બળદ નથી એટલે કોઈની સાથે તું સૂંઢલ પણ શી રીતે કરવાનો?' એ કહે, 'એ તો હું કોઈકનો માગી

આણીશ.' મેં કહ્યું, 'આવી મોસમમાં તને કોણ બળદ આપવાનો ?' ત્રીજે દિવસે એક વાણિયાને ત્યાંથી પચીસ રૂપિયા આપવાના કરી એક માંદલો બળદ એ વાયદે લઈ આવ્યો અને કોઈકની સાથે સૂંઢલ કરીને કામ શરૂ કર્યું. પણ એનું ઓરવાનું શરૂ થયું એટલા વખતમાં બીજાના ખેતરમાં તો ડાંગર બાજરીના કોંટા પણ ફૂટી ગયા હતા. પાંચ દિવસ પછી એ જ ખેડૂતે પેલા વાણિયાને વાયદાના પૈસા આપવા માટે પોતાનું અડધું મકાન ગામના દુકાનદારને રૂપિયા પચીસમાં ગીરો લખી આપ્યું.

આવી હાલત ગામડાના ખેડૂતની છે! એમાં કેટલીક વખતે એની ગરીબાઈ એને પજવે છે. પણ એના કરતાં પણ વધુ એની બેદરકારી, આળસ અને બાવાઈ પજવે છે. આ જ ખેડૂતે આ બળદ કે બિયાવું મેળવવાનો પ્રયત્ન જરા વહેલો કર્યો હોત તો એને સસ્તો અને સારો બળદ મળત, ઘર મેલવા વખત ન આવત, અને ખેતીમાં પાછળ ન પડત. પણ જો એ એટલો જાગતો રહે તો હુક્કો લઈને ગામમાં વાતોનાં ગપ્પાં કોણ છોલે ? ઘરમાં રહે તો બૈરી પજવે કે ફલાણું લાવો ને ઢીકણું લાવો. એટલે એ બહાર જ રહે. મેં એને કહ્યું, 'આવા સૂકા વરસમાં તેં કાંઈ મજૂરીબજૂરી લીધી ?' તો કહે, 'હા, ત્રણ રૂપિયા આવ્યા'તા.' ત્યારે આ જ વરસમાં બે પાંચ જણા ૫૦–૫૦ ની મજૂરી પણ મેળવી શક્યા હતા. એટલું જ નહિ, પણ આ વરસાદમાં એના છાપરામાંથી પાણી ચાળણી માફક ઘરમાં ગળ્યા કરે છે. આ ત્રાસથી એની બૈરી એને રોજ ભાંડે છે, પણ હજુ એણે એનું છાપરું ચાળ્યું નથી.

માસરાની આજુબાજુની મોટા ભાગની જમીન ક્યારીની છે. એટલે અહીંનો મુખ્ય પાક ડાંગર છે. કાળી જમીનમાં ખૂબ વરસાદ આવે અને ક્યારડા ભરાઈ જાય તો જ ડાંગર

પાકે. નહિ તો શિયાળુ પાક તરીકે ચણા અગર દિવેલા ઓરી કાંઈક તૂલ લેવા ખેડૂત મહેનત કરે છે. કેટલીક જમીન કાળી અને રાતીનું મિશ્રણ છે અને કેટલીક જરાયત છે.

બધી મળીને ગામ તાબે ૧૩૫૨ એકર જમીન છે. એમાંની ૧૨૯૧ એકર જમીન સરકારી છે અને ૬૧ એકર જમીન ઇનામી છે. આ હિસાબે જણ દીઠ સરેરાશ જમીન ૧॥ એકર કરતાં પણ ઓછી પડી. આમાંય વળી ગામમાં બધાં મળીને ૩૩૮ ખાતાં છે; એમાંનાં ૫૦ તો બહારગામના શેઠ શાહુકારને કબજે છે.

વર્ષ આખરે ગામને જમીનમહેસૂલના રૂા. ૪,૧૪૩ ભરવા પડે છે. એટલે ખાતા દીઠ મહેસૂલ ૧૨ા રૂપિયા થયું; એકર દીઠ સરેરાશ ૩ રૂપિયા થયું, અને જણ દીઠ સરેરાશ ૪॥ રૂપિયા થયું. અહીંની માળ પ્રદેશની જમીનના પ્રમાણમાં આ મહેસૂલ વધારે કહેવાય. આ મહેસૂલના દરો વિષે ફરી તપાસ થવી જોઈએ અને ખેડૂતોની સ્થિતિનો પણ એ દરો સાથે વિચાર થવો જોઈએ. આ સાલ સૂકા વરસને કારણે લોકોએ ખૂબ બૂમો પાડી ત્યારે સરકાર તરફથી અડધું મહેસૂલ મુલતવી રાખવાની રાહત મળી છે. જોકે પાકેલા તૂલની આની ગણવાની પદ્ધતિ એટલી ગૂંચવણભરી છે કે, એમાં ખેડૂતને તો કશી ગમ જ ન પડે. એમાંય વળી જ્યારે ઉપલા સાહેબોની ખુશામત કરવાની વૃત્તિવાળા તલાટી, સર્કલ હોય અગર ભડકણ મામલતદાર હોય, ત્યારે તો ખેડૂતોની સાચી નિઃસહાય સ્થિતિ વિષે આંકડા પાડતાં પણ એ ફફડે છે. અને હિમ પડ્યું હોય કે કાનરા ખાઈ ગયા હોય, છતાં મોટે ભાગે ખેડૂતને રાહત ન મળી શકે એ જાતના આનાવારીના આંકડા ગોઠવી આપે છે. આ આંકડા નક્કી કરતી વખતે પણ સર્કલ કે તલાટી આંકડાની ગતાગમ વિનાના અને હાએ હા કરે એવા, ગામના બે ચાર નક્કી કરેલા ખેડૂતોને ચોરામાં બોલાવીને પોતે

નક્કી કરેલા હેવાલ ઉપર સહીઓ લઈ લે છે. આ સ્થિતિમાં ફરક થવાની જરૂર છે.

આનાવારીમાં એક ખાસ સુધારો કરવા જેવો એ છે કે, આજકાલ ખેડૂતને એના ખેતરના પડતર શેઢાનો પણ કર ભરવો પડે છે, કારણ કે એ પડતર શેઢાના ઘાસની પણ આનાવારી ગણવામાં આવે છે. આમ ન થવું જોઈએ. જે જગ્યાએ ઘાસ જ ઉત્પન્ન કરી વેચાણ કરવામાં આવતું હોય ત્યાં સરકાર કર લે એ વાજબી છે. પણ ખેડૂતે પોતાના ઢોર માટે શેઢો રાખ્યો હોય એનું મહેસૂલ તો નહિ જ લેવાવું જોઈએ. ગોચરની જમીન દિવસે દિવસે ઓછી થતી જાય છે. ખેડૂતે ઢોરને કેમ પાલવવાં એ જ પ્રશ્ન ઊભો થવા લાગ્યો છે. અમારા ગામમાં ખરાબાના ૧૦-૧૨ ટુકડા ગોચર માટે કાઢેલા છે. પણ એ એટલા દૂર અને એવા ખરાબ છે કે, એમાં ઢોરનું પોષણ કરવું બહુ મુશ્કેલ પડે. એ સ્થિતિમાં આ શેઢાની આનાવારી તો બંધ થવી જ જોઈએ.

અમારે ત્યાં હાલમાં જમીનમહેસૂલ બે હપતે લેવામાં આવે છે. એક હપતો ડિસેમ્બરની ૧૫મીનો છે અને બીજો ફેબ્રુઆરીનો છે. ખેડૂતોને આ હપતા એક એક મહિનો આગળ પડે છે. કારણ, પાક આવ્યા પહેલાં ખેડૂતને મહેસૂલનાં નાણાં લેવા માટે વાણિયા પાસે જવું પડે છે, એટલે વાણિયાને એનો બધો પાક પોતાના જ ઘરમાં ઠલવાય એવી જોગવાઈ કરવાની સુંદર તક મળી રહે છે. આણેલાં નાણાં ઉપર વ્યાજના ઘોડા પણ વધતા જાય છે. જો પાકનું વેચાણ થયા પછી આ હપતા લેવાતા હોય, તો ખેડૂતની આ છેલ્લી ચૂસ તો અટકી જાય.

અહીંની જમીનમાં ડાંગર અને ચણા તો સારા થાય છે. પરંતુ બાજરી અને તુવેરના પાકને પણ આ જમીન માફક છે. પરંતુ બાજરી, તુવેર, ચણા, દિવેલી જેવા મોંઘા પાકો

વેપારીઓ ખેડૂતના ઘરમાં રહેવા નથી દેતા. એથી એ બાવટો, કોદરા અને બંટી જેવા સોંઘાં તૂલો લેવા તરફ વધારે ઢળેલો રહે છે. વાણિયો સામાન્ય રીતે કોદરા અને બાવટો ખેડૂત પાસેથી ન છૂટકે જ કઢાવે છે. કારણ, એમાં બહુ ભાવ નથી આવતો. જોકે એ લઈ જાય છે ત્યારે તો એમાંય ખેડૂતને નવડાવી જ નાખે છે. કારણ ખેડૂત પાસેથી મોસમમાં કોદરા ૦-૬-૦ અને બાવટો ૦-૧૪-૦ મણ લઈ જાય છે. એ જ કોદરા બાવટો પાછળથી એ રૂપિયે અને દોઢ રૂપિયે મણ વેચે છે. એટલે ખેડૂતને દેવાં પતાવવા માટે પરસેવો રેડી રેડીને પકવેલો પાક સોંઘામાં સોંઘો વેચી દેવો પડે છે, અને જરૂર પડે ત્યારે ઉનાળામાં એ જ માલનાં દોઢાં બમણાં નાણાં આપીને કે વ્યાજનાં વ્યાજ સ્વીકારીને એને ખાવા માટે અગર તો બિયાવા માટે પાછો આણવો પડે છે. ખેડૂત માટે આ બહુ ભયંકર સ્થિતિ છે. બિયાવાની બાબતમાં ખેડૂતને ખૂબ જ સોસવું પડે છે, કારણ ખેડૂત પહેલેથી બિયાવું નથી રાખતો, નથી રાખી શકતો. વરસાદ વરસે ત્યારે ખરે ટાંકણે એને વાણિયાનાં બારણાં ખખડાવવાં પડે છે. એ વખતે વાણિયો 'બીના બમણા' વાળો ધર્મકાનૂન સંભળાવે છે અને ખેડૂત એને વશ થાય છે. બીના અઢી અને ત્રણ ગણા ભાવ ખેડૂતને આપવા પડ્યા એવું પણ મેં જોયું છે. રાજ્યના પૂર્ણ નિયંત્રણવાળી અગર તો શુદ્ધ દાનતના કાર્યકર્તાઓની સહકારી મંડળી કે ભંડાર સ્થપાયા વિના ખેડૂતોનો આ ત્રાસ દૂર થવાનો નથી. ૧૯૩૬–૩૭ ની સાલમાં મહાસભાની સમિતિએ સસ્તા અનાજની દુકાનો કાઢી, એથી ખેડૂતોને હજારો રૂપિયાની બચત થઈ હતી. સમિતિની દુકાન ખેડૂતને રોકડાં નાણાં લઈને માલ આપતી, છતાં ખેડૂતો એ દુકાનોએ જ પડાપડી કરતા. એનું કારણ વાણિયાની બેસુમાર ચૂસ જ હતી. આ દુકાનો ચાલવાથી, વેપારીઓ દર વર્ષે બિયાવાના ભાવ

વધારી મૂકતા હતા, એવું આ વખતે એમનાથી થઈ જ ન શક્યું.

આ ગામમાં બધી વસ્તી લગભગ એક જ કોમની હોવાથી જમીનવહેંચણી બહુ અસમાન નથી. છતાં એમાં નીચેના વળ પડેલા છે:

| | કુટુંબો |
|---|---|
| ૧. જમીન બિલકુલ નહિ એવાં | ૨ |
| ૨. ૧ થી ૫ વીઘાંવાળાં | ૧૯ |
| ૩. ૬ થી ૧૦ વીઘાંવાળાં | ૫૪ |
| ૪. ૧૧ થી ૨૫ વીઘાંવાળાં | ૬૯ |
| ૫. ૨૬ થી ૫૦ વીઘાંવાળાં | ૪ |
| ૬. ૫૧ થી ૧૦૦ વીઘાંવાળાં | ૫ |
| | ૧૫૩ |

આમાં ૬ ઠ્ઠા નંબરની સ્થિતિ ગામમાં સારી ગણાય; ૫ મા નંબરની સામાન્ય કહેવાય; ૪ થો નંબર કાંઈક ઠીક કહેવાય; ૩ જો નંબર તાણ ભોગવનાર ગણાય, અને ૧ લો ૨ જો નંબર ગરીબ ચીંથરેહાલમાં ખપે.

અહીંની સારામાં સારી જમીનની કિંમત વીઘે રૂ. ૪૫ ગણાય છે. સામાન્ય જમીનની કિંમત રૂ. ૨૫–૩૦ ગણાય છે. કેટલીક તો ૫ કે ૧૦ રૂપિયે વીઘું જાય એવી પણ છે. એમ છતાં આ હલકી જમીનનું મહેસૂલ પણ રૂા. ૨ાા થી ૩ હોય છે. અહીંની જમીન જેટલી દેખાય છે એના પ્રમાણમાં પણ એની આવક તો નથી જ હોતી.

છેલ્લાં પાંચ વર્ષમાં પહેલાં બે સારાં ગયાં. ત્યાર પછીના વર્ષમાં હિમ પડ્યું. ચોથા વર્ષમાં સુકવણું તથા હિમ બન્ને આવ્યાં. અને આ પાંચમું વર્ષ હજુ કેવું નીકળશે એ કહી શકાય નહિ. આ હાલતમાં ખેડૂતની દશા દિવસે દિવસે વધુ દેવાદાર અને રસકસ વિનાની થતી જાય છે.

આ લોકો ઢોર પુષ્કળ રાખે છે, એટલે ખાતર ઠીક પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. અહીં બળતણ તરીકે છાણાં બાળવાનો રિવાજ નથી, પણ ચોમાસામાં ખેતરમાં અંગારો લઈ જવા માટે જરૂર જેટલાં થોડાં છાણાં બનાવવામાં આવે છે. પણ એ સિવાયનું બધું છાણ ખાતર તરીકે વપરાય છે. પણ આ ખાતરને ખેડૂત ઊંડા ખાડા ખોદીને ભરતા નથી. સામાન્ય ટેકરી ઉપર સહેજ ખાડો કરીને એ છાણના ઢગલા કરે છે. આ છાણમાં ઢોરનું મૂતર ભેળવવામાં નથી આવતું એ પણ એક ખામી છે. સૂરજનો તાપ પણ આ ખાતરના કેટલાકના કસનો નાશ કરે છે. થોડા ભાઈઓએ ખાતર સંઘરવાની મારી કેટલીક સૂચનાઓ સ્વીકારી છે. આથી એમનું ખાતર સુંદર બનવા લાગ્યું છે. મોટા ભાગના ખેડૂતો પોતાનું ખાતર પોતાના જ ખેતરમાં વાપરે છે, પણ કોઈક કોઈક વેચે પણ છે. સામાન્ય રીતે એક ગાડું ખાતરની કિંમત ૮ થી ૧૨ આના ઊપજે છે.

અહીં પરદેશી કે બનાવટી ખાતરનું તો કોઈને ભાન જ નથી. કોઈ કોઈ વખતે અનાજ ઓરતી વખતે સાથે દિવેલા કે તલના ખોળની ભૂકી છાંટે છે. હળલાકડાં પણ અહીં જૂના જમાનાનાં જ વપરાય છે. લાટમાં પાટીદાર ખેડૂતો આવ્યા ત્યારથી આ લોકો કરબ તથા રાંપડીનો ઉપયોગ કરતાં શીખ્યા છે, અને એ ઉપયોગ વધતો જાય છે એ સારું જ છે. કારણ, એથી ખેતી સારી થાય છે. હળની જગ્યાએ હમણાં હમણાં પાટો વપરાવા લાગી છે. પણ જમીન ઊંડી ખેડવા માટે અને ચાસ પહોળા પાડવા માટે પાટ કરતાં હળ જ વધારે સારું કામ આપે છે. ડાંગર રોપતા પહેલાં ક્યારડામાં અહીંના લોકો ધાણિયો ફેરવે છે. એ એક સુંદર હથિયાર છે. ભવિષ્યમાં નીંદામણની તો પછી ચિંતા જ નથી રહેતી, કારણ કે ઘાસને જડમૂળથી એ ઉખેડી કાઢે છે અને

ઊખડેલી જમીન તથા પાણીને ડહોળીને રાબ બનાવી દે છે. આ ડહોળા કાદવમાં ખોદાઈ આવેલું ઘાસ કોહવાઈને ખેતરને સુંદર ખાતરનો ગુણ આપે છે.

આ લોકોની ખેતીમાં મોટામાં મોટી ખામી હોય તો એ છે કે, એ હંમેશ મોસમમાં મોડા પડે છે એટલે જમીનમાં એકાદ વખત હળલાકડું ફેરવ્યું ન ફેરવ્યું અને ઓરવાનું શરૂ કરી દે છે. આથી, પાક સારો નથી ઊતરતો તેમ વધુય નથી ઊતરતો. એદી સ્વભાવ અને પૈસાની તાણને લઈને એ પાછળથી નીંદામણ પણ બહુ વધી જવા દે છે. આથી પણ ઊગેલા છોડ બરાબર ફૂટતા ફાલતા નથી.

કોદરા, તુવેર, કઠોળ, કપાસ, તલ, દિવેલા વગેરેનું બી આ લોકો સાથે જ ઓરે છે. આથી એક ફાયદો છે જ કે પહેલે પાકે એ તૂલ લેવાઈ ગયા પછી પાછળ રહેલા તૂલને જમીનનો કસ ખેંચવાની સારી સગવડ મળી રહે છે. પણ દરેક બીની ઓળ સ્વતંત્ર નાખવા જેટલું નિયમન આમાં દાખલ કરે તો વાઢવા લણવાનું કે નીંદવાનું બહુ સહેલું બની જાય.

મેં અગાઉ જણાવ્યું એમ, ખેડૂતને ઢોર માટે ગોચરની ભારે મુશ્કેલી છે. આથી ઢોર ચરાવવા પાછળ ખેડૂતનો બહુ વખત જાય છે. ઉનાળામાં તો લગભગ એ જ એનો મુખ્ય વ્યવસાય થઈ પડે છે. અને આથી જ એ નાનાં બાળકોને ભણાવવા કરતાં ઢોરમાં મોકલવાનું વધુ પસંદ કરે છે. લીંબડાનાં પાન ખવડાવીને ઢોરને ધરવવાના પ્રસંગો પણ ઉનાળામાં આવી પડે છે!

સીમમાં પાણીની બહુ અગવડ છે, આથી પાણી પીવા માટે કાં તો માઈલ દોઢ માઈલ ચાલવું પડે અગર ઘરે આવવું પડે. ખેડૂત અને ઢોર માટે આ પણ એક જબરો ત્રાસ છે. કૂવા છે એમાં પાણી બહુ થોડાં અને ઊંડાં છે એટલું જ

નહિ, પણ એ કૂવા અવડ અને તૂટેલા ફૂટેલા છે, આથી પાણીનો ઉપયોગ થઈ શકતો નથી.

આ ખેડૂતોને પાણીની સગવડ મળે, ફળઝાડ (આંબા વગેરે) તથા શાકભાજીની ખેતી તરફ વાળવામાં આવે, તો ખરીફ સાથે રવી પાકનો લાભ પણ એ ઉઠાવી શકે. આ ખેડૂતો ખેતરની વાડોએ વેલા ચડાવે, ઝાડ ઉપર દૂધી ગલકી ચડાવે, કે તમાકુના ધરુવાડિયા માફક ૧૦-૧૦ છોડ મરચી રીંગણીના રોપી દે, તો એના સૂકા ખોરાકમાં તાજાં શાકભાજીનાં પોષક તત્ત્વોનો ઉમેરો થાય.

ખેતીનાં સાધનો મળી રહે, શાહુકારોનો ત્રાસ જાય, અને આળસ છોડીને ખેડૂતો ખેતીમાં જીવ પરોવતા થાય, તો આજે મેળવે છે એના કરતાં ખેડૂત વધારે ઊપજ મેળવતો થાય.

# ૫

# બજાર

માસરાનું બજાર કયું એમ કહેવું હોય તો કહેવાય કે એનાં ખળાં. કારણ, એ જ એનું ખરું બજાર છે. એના ઉત્પન્નની મોટા ભાગની નિકાસ આ ખળામાંથી જ થઈ જાય છે. ગામનો વાણિયો તેમ જ થામણા ચુણેલના શેઠ શાહુકારો પાક થાય છે ત્યારે ખેડૂતોનાં ખેતરોમાં આવીને જ સોદા કરી જાય છે. કેટલીક વખતે તો ઊભે પાકે પણ સોદા ચાલે છે. આ સોદાના રૂપિયા ખેડૂત ભાગ્યે જ એના હાથમાં ભાળે છે. કારણ, વાણિયાએ એને ગોઠવવા માટે ચોપડાનું ચિતરામણ પહેલેથી જ કરી રાખેલું હોય છે. એટલે ખાવા જોગા બાવટો કોદરા રાખીને એને બીજું બધું વાણિયાને ઘેર જ ઠાલવી આવવું પડે છે. વાણિયો એનું મહેસૂલ ભરી આપે અને ૧૦–૧૫ રૂપિયા લૂગડાં લેવા કે એવા પરચૂરણ કામ માટે હાથમાં પકડાવી આપે. બાકીનું બધું જૂના દેવા પેટે જમા થઈ ગયું હોય.

આ ઉપરાંત, કોઈક વાણિયા સાથે બંધાઈ ન ગયો હોય તો એ થામણા, ચુણેલ, ઉમરેઠ કે ડાકોર આ ચાર સ્થળોમાંથી કોઈ પણ એક જગ્યાએ ગાડામાં નાખીને પોતાનો માલ લઈ જાય અને ખળામાં આવીને લઈ જનારા વેપારીઓને જ બે રૂપિયા આઘાપાછા કરીને એ વેચી મારે. અહીં પણ એ બહુ ફાવી જાય એવું તો નહિ જ. કારણ, એ વખતે બજારની પીઠ હલકામાં હલકી હોય છે. ફાયદો એટલો જ કે રૂપિયા

રોકડા એના હાથમાં આવે. પણ એ ભરવાની જોગવાઈ પણ ખેડૂતે મનમાં પહેલેથી કરી રાખી હોય છે.

પરચૂરણ ચીજ વસ્તુઓ તથા કપડાંલત્તાં મોટે ભાગે ઉમરેઠમાંથી અને અમુક લોકો ડાકોરથી લાવે છે. અનાજ કે તેલ ગોળ થામણા, ચુણેલ અગર ગામના વાણિયાને ત્યાંથી લેવાનું હોય છે. આ લેવડદેવડ કેવી રીતે ચાલે છે તે તો, આ સાથે એક હાટડીનું વર્ણન આપ્યું છે, તે ઉપરથી બરાબર ખ્યાલમાં આવી જશે.

અહીં ગામડામાં પણ લેવડદેવડને અંગે સંપ થાય છે અને હડતાલો પડે છે. થોડાં વર્ષ પહેલાં અમારા ગામના લોકોએ ઠરાવ કર્યો કે, આપણે ડાંગર એક રૂપિયાથી હેઠે નથી વેચવી. ત્યારે બધા વાણિયાઓએ એવો ઠરાવ કર્યો કે આપણે એક રૂપિયાથી ઓછે જ લેવી. છેવટે એમાંથી બે ચાર જણાએ ગામના એકાદ બે આગેવાનોને ફોડચા અને ડાંગર ૦–૧૪–૦ મણ વેચાઈ. આ તો હું ગામમાં આવ્યો એ પહેલાંનો બનાવ છે. પણ આવે વખતે ખેડૂતના માલના નિકાસની કાંઈક વ્યવસ્થિત યોજના હોય, તો એ લોકો વાણિયાની લાંચ રુશવતની જાળમાં ફસાઈને નમતું ન આપે. ખેડૂતને વાણિયા પાસે આટલું બધું નમી પડવું પડે છે એનું કારણ એની દેવાદાર સ્થિતિ તથા પ્રસંગોપાત્ત નાણાં માટે વાણિયા પાસે જ હાથ ધરવો પડવાનો છે એ ખ્યાલ છે. સહકારી ધોરણની કોઈ વ્યવસ્થિત યોજના વિના આ સ્થિતિનો અંત આવવાનો નથી.

* * *

ગામડાની હાટડી એટલે ખાસ્સો લાંબો પહોળો એક ઓરડો. એમાં જ રાંધવાનું રસોડું, એમાં જ ઘરનું રાચરચીલું, એમાં જ માલની વખાર અને એમાં જ હાટનો થડો. કોઈ કહેશે, એમાં એ સૂતો ક્યાં હશે, એનાં બૈરાં છોકરાં બેસતાં ક્યાં હશે, માલના કોથળા રહેતા ક્યાં હશે ? પણ એ એમ

નહિ સમજાય. જુઓ હું સમજાવું. ઓરડા વચ્ચોવચ માલના કોથળાની થપ્પી લગાવી દીધી એટલે પાછળ એક ઓરડી બની ગઈ. એમાં બૈરાં છોકરાં બેસે ઊઠે. ઓરડામાં દાખલ થતાં જમણે હાથે ડાંગર, કોદરા અને બાવટાની કોઠીઓ ઊભી કરી દીધી, એટલે એની પાછળ રસોડું બની ગયું, અને બાકીનો આગળ વધ્યો એ ભાગ આપણા શેઠની દુકાન !

આ ગામડાની દુકાનમાં ચોખા મળે દાળ મળે, મીઠું મળે મરચું મળે, તેલ મળે દિવેલ મળે, ગોળ મળે ઘી મળે, ચા મળે ખાંડ મળે, બીડી મળે તમાકુ મળે, અને જોઈતી હોય તો ડુંગળી કે દીવાસળીની પેટી પણ મળે. ટૂંકમાં, ગામડામાં વાપરવા જોગી બધી વસ્તુઓ મળે !

અમારે ત્યાં રોકડ નાણાંને કાંઈ બહુ માન નહિ. પૈસા તો કોઈ મજૂરી કરતા હોય એવા મજૂર જ લાવે. બાકી તો લાખી આવે અને કહેશે, 'ટોકરકાકા, આ અડધી ડાંગરનો ગોળ આપો. બાકી રહે એમાંથી અડધાનું તેલ અને અડધાની મારી બા હારુ છેંકણી આલો.'

ટોકરકાકા ત્રાજવાની દાંડી ઊંચી કરી ન કરી ને ડાંગરને કોઠીમાં પધરાવે અને કહેશે, 'લે આ ગોળ, લે આ તેલ, અને આ તારી બા હારુ છેંકણી.' આપતાં આપતાં ગોળનું એક દડબું તેલમાં પડી જાય તો ટોકરકાકા કહેશે, 'લઈ લે, લઈ લે, એ તો હારુ જ છે. ગોળને તેલમાં જ ખાવાનો છે ને !'

બાબરિયો આવીને કહેશે, 'ટોકરકાકા, આ કોદરાની મગફળી આપોને !' એ મગફળી એની ચાળમાં લેતો હોય છે ત્યાં તો ચતુરી આવીને બૂમ મારે છે, 'ટોકરકાકા, મારા બાપા કહી ગયા છે, અધમણ હૂંડિયું આલો. હું ખેતરમાં જાઉં છું તે ઓરવા લેતી જાઉં.' ટોકરકાકા તાડૂકી ઊઠે છે, 'તારો બાપ ક્યાં ગયો છે ? અધમણ હૂંડિયાને શું કરવું છે ? હજુ ગયા વરહની તો એક પાઈ પણ ભરી નથી અને લાવો

લાવો કરતા દોડયા આવે છે. લઈ જા આ પંદર શેર ટૂંઢિયું અને કહેજે તારા બાપને કે પૈસા ઝટ આપી જાય.'

ચતુરી સૂંઢિયું લઈને જાય છે ત્યાં તો બહાર નાયણા ઢેડનો છોકરો બૂમ મારે છે, 'મોટા, એ મોટા, એક પૈસાનું તેલ આપોને ભાઈસા'બ.' ટોકર શેઠ એના નાના ભાઈને કહે છે, 'ચૂનિયા, જા તેલ આપ.' ચૂનિયો તેલની બરણી બહાર લઈ જાય છે અને કહે છે, 'મેલ વાડકી હેઠે.' પછી બે પાવળાં તેલ રેડીને પૈસો ઉપાડી પાછો ફરે છે ત્યાં છોકરો ફરી બોલે છે, 'મોટા, ભેગાભેગો એક પૈસાનો ગોળ હૌ આલતા જાઓ.' નાનો શેઠ બરાડી ઊઠે છે, 'એકહાથે માગતાં શું જીભ દુઃખે છે? મોટો ઘરાક થઈને આવ્યો છે તે!'

એટલામાં ડાહ્યલી વાઘરણ આવે છે. એણે અડધી લાજ કાઢી છે, અડધું જોતી જાય છે, હસતી જાય છે અને વાતો કરતી જાય છે. 'ટોકરકાકા, અમારી વાડીબાડીયે જોવા નથી આવતા?' ટોકરકાકા કહેશે, 'અલી, કાલે તું ચોળાની શીંગો આપી ગઈ, પણ બધી નાખી દેવી પડી. એકેએકમાં ઇયળ.' ડાહ્યલી કહેશે, 'એમ ચમ થયું, કાકા? તમારે હારુ તો વેણી વેણીને લાવી'તી. એક પૈસાની છીંકણી આલો તો!'

તમે ટોકરકાકાને તો શાના જોયા હોય! એમનાં રૂપરંગ પણ જોવા જેવાં ગણાય. ટોકરકાકાના ડિલ ઉપર ડગલું તો કોઈક વાર એ ગામગામતરે જાય ત્યારે જ હોય બાકી તો, હમણાં છૂટી પડશે, હમણાં નીચે પડી જશે, એવું ઢીલું પોચું ધોતિયું અને એના ઉપર ચાંદીનો કંદોરો હોય. એ કંદોરો ન હોત તો તો કોણ જાણે ટોકરકાકાનું પેટ વધી વધીને ક્યાંય ઊંચું ચડી ગયું હોત! ટોકરકાકા ડિલે ડગલું ભલે ન પહેરે, પણ એમને માથે તેલ ઘીના ડાઘથી તરબોળ થયેલી કાળી બનાતની ટોપી તો હોય હોય ને હોય. કાન ઉપર કલમ ખોસી હોય, બાજુમાં ડબા ઉપર ચોપડો પડ્યો

હોય, અને ટોકરકાકા બૂમ મારે, ‘ અલ્યા ! આ વખત કપાસિયા બહુ સારા આવ્યા છે. બિયાવું લઈ જવું છે ને ? ’

ભૂદર કહેશે, ‘ શો ભાવ રાખ્યો, ટોકરકાકા ? ’

ટોકરકાકા કહેશે, ‘ ભાવ તો જે હશે એ લેવાશે. કાંઈ ઘરબાર તો નહિ લૂંટી લઈએ. ’

ટોકરકાકાને ત્યાં ગામના લગભગ બધા ખેડૂતો આવે જાય. ટોકરકાકાએ કોઈના કચારડામાં ભાગ રાખ્યો હોય, તો કોઈકના ખેતર ઉપર રૂપિયા ધીર્યા હોય; કોઈકનું ઘર લખાવી લીધું હોય, તો કોઈકનાં કડલાં કાંબી ઘરમાં બાંધી મૂકયાં હોય. કાંઈ નહિ તો છેવટે કોઈકના ડોબાનું ઘી લેવાનું પણ કાકા ભૂલે નહિ.

મારા ગામના લોકો ભણેલા નહિ, એટલે ટોકરકાકાની આંખ તે જ એમની આંખ. ટોકરકાકા કહેશે : ‘ સાત પૈસાનો ગોળ, ત્રણ પૈસાનું તેલ, અઢી પૈસાની ખાંડ અને ચાર પૈસાની ચા. એટલે સાડાસોળ પૈસા થયા. જા, ચાર આના આપજે.’ ‘ હારુ કાકા, હારુ. હાથમાં આવશે એટલે તરત આલી જઈશ. કાલ ફતિયો લાટમાં દાડીએ ગયો’તો. એના પાંચ આના આવવાના છે.’

નાથો ભગત ધીમે પગે ટોકરકાકાના ઓરડામાં આવે. થોડી વાર બેસે. ટોકરકાકા કહે એમ ચણાની ગૂણો આડી અવળી ખસેડે, બે ચાર લાકડાં ફાડી આપે, અને ઊભો થતાં થતાં કહેશે : ‘ કાકા, એક બે રૂપિયા ન આલો ? ’

‘ શું કરવા છે ? ’

‘ આ છોડીને એને હાહરેથી તેડવા આવ્યા છે તે એક કાપડું ને હાલ્લો લેવાં’તાં. ’

‘ કાલે આવજે. ’

‘ કાકા ત્રણ દિવસથી તો ફેરા થાય છે. અને કાલ તો છોડીને વળાવવી છે. કાલે આલો તો લાવું કયારે ને કરું શું ? ’

'તારા આઠ તો બાકી છે', કાકાનો અવાજ મોટો થવા લાગ્યો; 'આ વખતે તેં કશું જમા તો કરાવ્યું નથી, પછી મારે આપવા ક્યાંથી?'

'કાકા, આ તમાકુ વેચી છે એના પૈસા આવવાના છે. એમાંથી તમારા ભરી જઈશ. આ એક કામ કાઢો.'

ટોકરકાકા બરાડી ઊઠ્યા, 'પણ વ્યાજ જેટલું તો ભરવું જોઈએ ને. જા લઈ જા લઈ જવા હોય તો. લે આ બે છે. ત્રણ ભરવા પડશે; પછી કહેશે કીધું નહોતું.'

'કાકા, એમ શેં પહોંચાય?'

'તો મારો ગગો ક્યાં કુંવારો રહી જાય છે? મેલ પાછા.'

ભગત કહેશે, 'લાવો, લો લાવો. કાકા, પણ બે દી મોડું થાય તો વાજબાજ ચડાવશો નહિ.'

'લો, વ્યાજ બ્યાજ ચડાવશો નહિ! તારે બોલવામાં શું ગયું? ઠીક, પણ વહેલો દઈ જજે.' ભગતે રૂપિયા ફાળિયાને છેડે બાંધ્યા અને ઘર તરફ ચાલવા માંડ્યું.

દિવાળી આવી એટલે ટોકરકાકા બધા ખેડૂતોની ડાંગર એક વખારમાં ભેગી કરાવે, અને ગાડાં ભરાવી ભરાવીને ઉમરેઠ રવાના કરે.

પછી ટોકરકાકા હિસાબ કરી આપે: 'જો તારા ૧૩૫ પહેલાંના બાકી હતા, ૧૪ાા રૂપિયાની તું ચોજભાવ લઈ ગયો, ૨૦ાા તારા મહેસૂલ પેટે ભર્યા, અને ૨૭ા≈ વ્યાજ થયું. એટલે બધા મળીને ૨૦૭ા≈ થયા. એમાંથી તારી ૮૦ મણ ડાંગર આવી એના ૮૦ પોણું ૬૦ ને ૮૦ દૂ ૧૬૦ એટલે ૭૦ રૂપિયા થયા. એટલે તારે ખાતે હવે ૧૩૭ા≈ રહ્યા. જો આ વખતે તું ડાંગર બહુ થોડી લાવ્યો. ઘરમાં કેટલી રાખી?'

'ઘરમાં તો વરહ દા'ડો ચાલે એટલીયે નથી.'

'પણ તું આમ કરવાનો તો દેવું શી રીતે ભરવાનો? આ વખતે ચણા કેટલા ઓર્યા છે?'

'પાંચ વીઘાંમાં.'

'પેલા વાંટાવાળામાં કે?'

'હોવે.'

'ઠીક, ત્યાં તો સારા ચણા થવાના. જો સાંભળ, આ વખતે બધા ચણા આપી જા અને આ દેવું કાઢી નાખ. આમ ને આમ કેટલો તણાયા કરીશ? હમણાં તો હું પોતે પણ નાણાભીડમાં છું. તમારા લોકોનું આવે કાંઈ નહિ અને લેવા ટાણે ચડચા ઘોડે ઊભા રહો! અહીં તે શું પૈસાનાં ઝાડ ઊગે છે?'

ગામમાં ટોકરકાકા જ્યાં જાય ત્યાં ગોદડું પાથરીને ઊંચે બેસાડે. કાકા બોલે નહિ એ પહેલાં તો હૂકાની ચલમ ભરી આપે અને કાકા ઘેર જાય એ પહેલાં તો દૂધનો લોટો એમને ઘેર પહોંચતો કર્યો હોય!

તમે કહેશો, ત્યારે તો ટોકરકાકા પ્રત્યે લોકોને ખૂબ સદ્‌ભાવ! પણ એ તો હું તમને કહું ત્યારે ખબર પડે. ટોકરકાકા ન હોય ત્યારે લોકો માંહોમાંહે શું બોલે છે એ ખબર છે? 'ઈ ટોકરિયો વાણિયો જ આપણને ચૂસી ખાઈ ગયો છે. અહીં આવ્યો ત્યારે ખાવાનુંય ઠેકાણું હતું?'

મૂળો બારૈયો બોલ્યો: 'અરે! ઈ આવ્યા ત્યારે એને મણ બંટી તો મેં આપી'તી. હાથે ખાંડીને બેય ભાઈ બિચારા રોટલો ટીપી ખાતા. આજે તો ગામનાં અડધાં ખેતર એને ઘેર છે અને પાંડે બે પૈસાનો જીવ છે એ જુદો. આ ડાકોરમાં ઈંટેરી ઘર ચણાવ્યું તે આપણા પૈસામાંથી જ ને!'

ચંદાભાઈ કહેશે, 'એણે જ આપણને લૂંટી ખાધા છે. વ્યાજના ઘોડામાંથી ઊભા જ ક્યાં થવા દે છે? એનું ઘર ભર્યાં જ કરીએ છીએ તોયે એ તો લાવ લાવ ને લાવ! પણ લાવે તે ક્યાંથી? દી આખો મજૂરી કરી કરીને મરી જઈએ છીએ. ચોમાસામાં ઢીંચણ ઢીંચણ હમાણા બહેડામાં કળી

જઈએ છીએ. તોયે કરમે તો આવટાનો રોટલો ને ભૈડકું! અને જો ને, ઈ તો વગર પરસેવે ઘી દૂધ ખાય છે ને! એનો નાનો ભાઈ હમણાં આવ્યો છે. જોયો ને? ખાસો છે ને હાથીના બચ્ચા જેવો!'

રામો કહેશે, 'એ તો કરમમાં હોય એવું ભોગવવાનું. આપણે કરમે મજૂરી લખી છે ને એના કરમમાં ઘી દૂધ લખ્યાં છે.'

નાથો ઊકળી ઊઠે છે! 'શું પથરા કરમમાં લખ્યું છે! આપણે આપ્યા કરીએ પછી એ શું કરવા ન ખાય? આપણામાં દૈવત હોય તો આપણી હજાર માણસની વસ્તીને લૂંટનારો છે ક્યાં? હું તો દેખતો નથી. પણ આપણે તો ઈ જ લાગના છીએ. આપણામાં સંપ ક્યાં છે? ભાઈ ભાઈમાં લડવું અને નિંદા કરવી એ આપણને આવડ્યું છે. કોઈ બાપ પાછળ કારજ ન કરે તો દાંતિયાં કરીને તૂટી પડીએ. પણ કોઈ એમ નથી હમજતું કે, કારજનું ખાધેલું તો કાલ હવારે નેકળી જવાનું છે. પણ પોતાના જ ભાઈના ગળામાં વાણિયાનો ભરડો બેહવાનો એમાંથી એ બિચારો જિંદગીભર ઊભો નહિ થઈ હકવાનો.'

જેણો ભગત કહેશે, 'ડાહી વાત છે. આપણે જ આપણી નાતનું ઊંધું વાળ્યું છે. મહીં મહીંના કજિયા ઉપરાંત આપણને બીજું શું સૂઝે છે? બીજી કોઈ પણ નાત જુઓ, એમાં કેટલા ભણેલા ગણેલા અને ઊંચી ઊંચી પાયરીએ ચડેલા હોય છે! આપણી નાતમાં એક પણ એવો ભણેલો ગણેલો હોય તો બતાવો. આપણે તો હૂકાના ગગડાટ અને અફીણના કેફમાં પડ્યા રહેવું છે. દુનિયા ભલે ને જવું હોય ત્યાં જાય, આપણે તો પડ્યા છીએ તે પડ્યા છીએ. બાપદાદાની જતન કરીને સાચવેલી આળસને પકડીને પડ્યા છીએ. પોતાની જાતને ઠાકોર ભાયડા કહેવડાવીને અભેમાન લઈએ છીએ. પણ હું તો કહું છું કે, એવું અભેમાન કોઈનું રહ્યું નથી ને રહેવાનું નથી. મને તો

એમ લાગે છે કે, જો આમ ને આમ પડ્યા રહીશું તો આપણી કોમનું એક બુંદ સુધ્ધાં નહિ રહે. આજ તો પેલા ભોઈ ને વાળંદ તમારું ખાવાની ના પાડે છે. પણ કાલ તો પેલો વાઘરીયે ઊઠીને કહેશે કે, તમારા કરતાં અમે ઊંચા છીએ.'

ગોકળ મતાદાર કહેશે, 'ઠીક, પણ હવે કરવું છે શું?'

'કરવાનું શું હોય? આ જોતા નથી? પાટીદાર, વાણિયા, બામણ બધા અવેર કરીને રહ્યા છે તો સુખ ભોગવે છે. આપણેય આપણાં કરતક સુધારવાં જોઈએ. હું તો કહું છું કે, આ વાણિયો લૂંટે છે અને બધાય લૂંટે છે એ આપણાં કરતકને લીધે જ. બાકી નેકીવાળા માણસને લૂંટનારો આ દુનિયામાં હું કોઈ ને જોતો જ નથી.'

રઘાકાકા કહેશે, 'સાચી વાત છે. મારું કહેવું એમ થાય છે કે, આપણે આપણી નાતનાં બધાં ગામનાં પંચ ભેગાં કરીને કાંઈક બંદોબસ્ત કરીએ. જો આ લગન મરણના ખરચ ઓછા થાય તો આપણને વાણિયોય શું લૂંટવાનો હતો અને કોઈયેય શું કરવાનું હતું?'

ખાતર ઉતાવળો ઉતાવળો બબડી ગયો, 'તમે કહો છો એ બધુંય સાચું. પણ મારું કહેવું એમ થાય છે કે, જ્યાં સુધી આપણાં છૈયાં બે આંકડા ભણશે નહિ, ત્યાં સુધી આપણું માથું ઊંચું થવાનું નથી. આપણે ભણેલા નહિ એટલે સૌ આપણને લૂંટે છે, સૌ હલકા ગણે છે. એટલે હવે તો છાશમાં માખણ જાય નહિ અને ફૂવડ કહેવાઈએ નહિ એવું કરવું છે.'

આવો રોપ છતાં વાણિયો સામો મળે છે ત્યારે તો બધા ઠાવકાઈથી વર્તે છે, મીઠી મીઠી વાતો કરે છે, કારણ દરેક એક યા બીજે કારણે વાણિયાથી દબાયેલો છે.

આ તો મેં તમને એક જ ગામની હાટડીનું વર્ણન આપ્યું. પણ ગામડે ગામડે આવી હાટડીઓ પડી છે અને ગામડે ગામડે આવી ચૂસણનીતિ ચાલે છે.

૬

# દેવાદાર સ્થિતિ

ગામડા ઉપર આજકાલ પ્રભાવ પાડનારી વ્યક્તિઓ હોય તો એ છે: ગામનો વાણિયો અને થાણેથી આવતો પોલીસ અગર તલાટી. પોલીસ કે તલાટી તો અમુક અમુક દિવસે જ આવે, પણ વાણિયા સાથે તો ગામલોકોને બારે માસનાં પાનાં પડ્યાં હોય છે. બિયાવું જોઈતું હોય તોપણ વાણિયાને ત્યાં અને મીઠું મરચું લેવું હોય તોપણ વાણિયાને ત્યાં. લગન કરવું હોય તોપણ વાણિયાનું કામ અને કારજ કરવું હોય તોપણ વાણિયાનું. વાણિયો લેનાંય ચોરે અને દેતાંય ચોરે; વળી, ગામ અભણ એટલે ગામની આંખ પણ વાણિયો. માસરાની સાડાઆઠસોની વસ્તીમાં વાણિયાનો હિસાબ ઉકેલી શકે એવો એક પણ નથી. માંડ સહી કરી જાણે એવા ૨૫–૩૦ છે. આ હાલતમાં વાણિયાની હાએ હા અને વાણિયાની નાએ ના, એવી ગામની હાલત હોય એમાં શી નવાઈ?

વાણિયાની સ્થિતિ જાણીને તો કોઈ પણ માણસ આશ્ચર્ય પામે. કહેવાય છે કે, શેઠ પ્રથમ જ્યારે માસરામાં આવ્યા ત્યારે પહેરેલે કપડે અને રૂપિયા દોઢની મૂડી લઈને આવ્યા હતા. આજે એમની પાસે રૂા. ૧૫,૦૦૦ની મિલકત મનાય છે. એનો ધંધો આ માસરાની હાટડી સિવાય બીજો કોઈ છે જ નહિ. આજે ગામના ખેડૂતો પાસે ઢોર નથી ત્યારે શેઠ પાસે ૧૦ બળદ છે, ૪ ભેંસ છે અને ૫ વાછડા છે. લોકો પોતાનાં ઘરનાં ઘર ગીરો મૂકવા લાગ્યા છે, ત્યારે આ શેઠિયાને નામે રૂા. ૬૦૦માં ૬ ઘર ગીરો પડ્યાં છે. ગામના ખેડૂતો

બાપદાદાની ભોંય વેચવા ફરે છે, ત્યારે આ શેઠ ૩૮ વીઘાં જમીન ભાગે ખેડાવે છે. આ ઉપરાંત હજી રૂ. ૭,૦૦૦ નું દેવું શેઠ ગામ ઉપર કાઢે છે. આ દેવાનું વ્યાજ ગણીએ તોપણ એની વાર્ષિક આવક રૂ. ૮૦૦ ની થાય. આમ ગામનું ધન અને જમીન ઢસડાતાં ઢસડાતાં વાણિયાઓ પાસે અને એની મારફત શહેરોમાં જવા લાગ્યાં છે. આ તો મેં ગામમાં રહેતા એક વાણિયાની વાત કરી. પણ માસરા ગામના ખેડૂતો તો ચુણેલ, થામણા, ઉમરેઠ, ડાકોર અને એવા જ બીજા આજુબાજુના ગામના દસ બાર શેઠ શાહુકારની સાથે સંબંધ રાખે છે. એ બધાનું મળીને ગામને માથે રૂ. ૪૧,૦૦૦નું દેવું છે.

આજકાલ ખેડૂતનું મોટામાં મોટું દુઃખ એની દેવાદાર સ્થિતિ છે. દેવાદાર સ્થિતિ થવાનાં કારણો અનેક છે. એમાં લગ્ન-મરણનાં વધારેપડતાં ખર્ચો, વ્યસન આદિ બીજાં ખોટાં ખર્ચો, ધીરધારપદ્ધતિ, મહેસૂલની રોકડ માગણી, અને એ બધાંમાં વધારો કરનારી એવી એની ગરીબ સ્થિતિ. ખેડૂત ગરીબ હોવાને કારણે જ વધુ દેવાદાર બનતો જાય છે.

હાલની સ્થિતિ એવી છે કે, વાણિયા માને છે કે, ગામ-લોકોએ અમને નવડાવી નાખ્યા. અમારાં લેણાં ડૂબવા બેઠાં છે, લીધેલું પાછું આપવાની કોઈની દાનત જ નથી. સામેથી ખેડૂતો માને છે કે, આપણે જે કાંઈ મહેનત મજૂરી કરીને કમાઈએ છીએ એ બધું દેવાં અને દેવાનાં વ્યાજને નામે વાણિયો આપણી પાસેથી ચૂસી ખાય છે. કોઈને કોઈનો પરસ્પર વિશ્વાસ નથી. બંને એકબીજાને છેતરવા માગે છે. આમાં લાભ એકેય પક્ષને નથી. પણ વાણિયા પાસે બુદ્ધિ છે ને નાણાં છે. ખેડૂત પાસે અજ્ઞાન છે ને ગરીબાઈ છે. એટલે, છેવટે બધો માર તો ખેડૂત ઉપર જ પડે છે, એ આપણે ખેડૂત અને વાણિયાની હાલની સ્થિતિ જોઈને એક ક્ષણના પણ વિલંબ વિના કહી શકીએ એમ છીએ. ખેડૂત

પણ આ જાણે છે. એમ છતાં, હજાર જાતનાં અપમાન વેઠીને પણ, અણીને પ્રસંગે એને વાણિયા પાસે જવું પડે છે. છોકરો પરણાવવો હોય કે છોકરી પરણાવવી હોય અગર તો માબાપનું કારજ ઉકેલવું હોય, ત્યારે લાચાર બનીને ખેડૂતને વાણિયાનું શરણ શોધવું પડે છે. અને આ તકનો લાભ લઈને વાણિયો એને નમાવવો હોય એટલો નમાવે છે અને સારી પેઠે નિચોવી નાખે છે. જમીન લખી લેવાય તો જમીન લખી લે, ઘર લખી લેવાય તો તેમ કરે; ઘરમાં કાંઈ સારું અનાજ હોય તો તે કબજે કરે અગર તો એકાદ બે વાછડા છોડી જાય; અને કાંઈ ન હોય તો છેવટે એના છોકરાને બે પાંચ વર્ષ માટે ચાકર તરીકે રાખવાનું પણ લખાવી લે.

ખેડૂતોની નાણા વિનાની અસહાય હાલતનો લાભ ગામડાના ધનધૂતા વેપારીઓ પૂરેપૂરો ઉઠાવે છે. એમનામાંથી ભણેલા તો બહુ ઓછા હોય છે. એટલે હિસાબકિતાબમાં, વ્યાજના દરમાં, ભાવતાલમાં અનેક રીતે એની ચૂસ ચાલે છે. વાણિયો આ ખેડૂતોને કઈ રીતે સકંજામાં લે છે એનો એક દાખલો આપું. અમારે ત્યાં એક ખેડૂત છે: ખૂબ ગરીબ ને આળસુનો પીર. એની બૈરી મરી ગઈ. પાછળ કાંઈ કારજ કર્યા વિના તો કેમ જ ચાલે? હું એને મળ્યો. મેં કહ્યું, 'ભલા માણસ, તને જ ખાવાના તાકડા નથી ત્યાં આવા માઠા વરસમાં દેવાં કરીને કારજનાં ખરચ કરવા ક્યાં જાય છે?' આ વાત એને ગળે ઊતરી અને એણે ખર્ચ બહુ ઓછું કરવાનું કબૂલ્યું. જોકે આ ઓછા ખર્ચના વિરોધમાં એનાં કેટલાંક સગાંવહાલાં, બોલાવ્યા છતાં, જમવા ન આવ્યાં. પણ આટલા ઓછા ખર્ચથીયે એની શી દશા થઈ છે એ આપણે જાણીએ ત્યારે એમ થાય કે, ખોટાં ખર્ચોએ ખેડૂતોને કેવા મારી નાખ્યા છે. પણ હું આ લખું છું એ તો ખેડૂત કેવી રીતે વાણિયાની જાળમાં ફસાય છે તે બતાવવા માટે.

એક ભાઈએ કારજ કરવા માટે રૂપિયા પચીસનું સીધું વાણિયાને ત્યાંથી ઉધાર લીધું; દસેક રૂપિયા વાણિયાએ રોકડા આપ્યા; અને આમ આ પાંત્રીસ રૂપિયા બદલ એનું અડધું ઘર ગીરો લખાવી લીધું. ખેડૂતની હાલત એવી હતી કે, પાંત્રીસ રૂપિયા તો શું પણ પાંત્રીસ આના પણ પાછા આપવાના એની પાસે ન હતા. કરારમાં વાણિયાએ એક લુચ્ચી કલમ લખાવી લીધેલી કે, આ ઘર પાછળ હું જે કાંઈ ખર્ચ કરું તે મૂળ ઘરમાલિકે વ્યાજ સાથે પાછું વાળવું. આ કલમનો લાભ લઈ એ મકાનને કાયમ માટે પોતાનું કરવાની પેરવી વાણિયાએ કરી. એણે ઓરડીનાં નળિયાં કાઢી પતરાં જડચાં, અને એના ઉપર રૂપિયા ચાળીસનું ખર્ચ ચડાવ્યું. આ રીતે ૩૫ ને બદલે ૭૫ થયા. એનું વ્યાજ વધતું ગયું એ જુદું. આ વર્ષે પેલો ખેડૂત કહે છે કે, વાણિયો મારી પાસે ૧૨૫ રૂપિયા માગે છે. હવે એ ઘર શી રીતે પાછું લેવાનો! આ તો મેં એક દાખલો આપ્યો. ખેડૂતોનું અજ્ઞાન અને વહેમોનો લાભ લઈ એને ખાડામાં ઉતારી નાખ્યાના આવા અનેક દાખલા મળી આવે એમ છે.

અને દુઃખભરી સ્થિતિ એ છે કે, આ ખેડૂત પણ એક એવી મનોવૃત્તિ સેવતો થયો છે કે, પાછળ જે થવાનું હશે તે થઈ રહેશે, અત્યારે તો જે મળે છે એ લઈ લેવા દે. એટલે, પાંચ રૂપિયા લઈને પોતે ૫૦ રૂપિયાનું ખતર લખી આપે છે, એ પણ એ ભૂલી જાય છે. એટલું જ નહિ, પણ લીધેલાં નાણાં પાછાં આપવાની પણ એની દાનત નથી હોતી. દિવસે દિવસે આ નાપાક દાનત વધતી જાય છે. ગરીબાઈને ત્રાસે એને બદદાનતનો અને બાંધો કરી મૂક્યો છે. દેવાથી એ એટલો રીઢો થઈ ગયો છે કે, ભલે ને ગમે તેટલું દેવું વધે, આજની મુશ્કેલીમાંથી તો ઊગર્યો, એવું એ માનતો થયો છે. વ્યાજનાં વ્યાજ ચડીને દેવું એટલું મોટું થઈ ગયું હોય છે કે

એ વાળી શકાય એવી હિંમત જ એનામાં નથી રહેતી. દેવું નથી ભરવાનો એમ કહે તો કાયદો અને વાણિયો બન્ને એને ખાઈ જાય એમ છે, એ જોઈને જ એ દેવાનો ઇન્કાર નથી કરતો. પણ એના મનમાં તો એ જ વાત રમી રહી હોય છે.

આ રીતે આજની સ્થિતિએ ખેડૂત પાસે એનો ધર્મ અને શાખ બન્ને ખોવડાવી નાખ્યાં છે. આથી ખેડૂત દસ શેર બિયાવું લેવા આવ્યો હોય તો વાણિયાનો એક નાનો છોકરો પણ એને પાંચ ફેરા ખવડાવે. આથી ખોટી ખુશામત વધી છે. ખેડૂત એક સ્વમાની અને શાખવાળો માણસ ગણાતો તેને બદલે દિવસે દિવસે એ હડે હડે થતો કંગાળ અને બેશરમ આદમી લેખાતો જાય છે. આ સ્થિતિનો તુરતમાં અંત આવવો જોઈએ. નહિ તો પ્રજાનો એક સર્વોત્કૃષ્ટ વર્ગ સમાજની નીચામાં નીચી પાયરીએ પહોંચવાનો અને એની અસર સમાજના એક પણ અંગ ઉપર થયા વિના રહેવાની નથી.

આટલી ગરીબાઈ છતાં ખોટી મોટાઈની શી વાત કરવી! અમારા જ ગામમાં રોજ ખાવું ક્યાંથી એવા પ્રશ્નવાળા એક ભાઈને અધમણ વજનનો એક બિસ્તરો દોઢેક ગાઉ ઊંચકી જવાનું કહેવામાં આવ્યું. બદલામાં બે આના આપવાનું કહ્યું. આ એક કલાકનું કામ કહેવાય. પણ એક કલાકના આવા બે આના લેવા તે તૈયાર ન હતો! એવું પોટલું ઊંચકીને કોણ જાય? આમાં પોટલું ઊંચકીને પૈસા કમાવા એ હલકું છે એ ભાવના હતી. અને સાથે સાથે એટલી મહેનત કોણ કરે એ વૃત્તિ હતી. આ સ્થિતિને શી રીતે પહોંચવું એ એક અઘરો કોયડો છે.

આમ પીડાઈ રહેલો ખેડૂત પણ આજે, ધર્મનું શિક્ષણ તો શું આપે પણ પડેલા સમાજની કુટેવોને પોષે એવા

ગોરને બાર મહિને બે ત્રણ રૂપિયા આપશે; ભવૈયાના હલકા ચેનચાળા જોઈને આઠ આના રૂપિયો ફેંકી દેશે; ભૂવા બાવા પાછળ ૧–૨ રૂપિયા ખર્ચશે; ચા હુક્કા પાછળ ૫–૭ રૂપિયા ખર્ચશે; અફીણ દારૂ પાછળ ૧૫–૨૦ ખર્ચશે; અને આવાં જ બીજાં પણ નકામાં ખર્ચ કરશે; અને તે ધર્મને નામે, વહેમને નામે, ખોટી મોટાઈને નામે. ધર્મ કે ઈશ્વરમાં ન માનવાવાળા કહેશે કે, આર્થિક સંકડામણ આગળ માણસ ધર્મ કે ઈશ્વર બધું ભૂલી જાય છે, ત્યારે હજુ આથી આર્થિક સંકડામણ કેવીક મુશ્કેલ જોઈએ છે? છતાં એ એના ધર્મનાં ખર્ચો કર્યા કરે છે, એનાં દેવદેવીઓને મરઘા પાડા વધેર્યા કરે છે, બ્રાહ્મણોને લાડુ જમાડ્યા કરે છે. ચોમાસું આવતા પહેલાં એને પોતાને બાવટાના રોટલાના વાખા પડે છે; એમ છતાં મહારાજ પાસે વહેંચવાનો છોકરાના બારોબાર ગોળ એ અચૂક વહેંચે છે, દેવું કરીને પણ વહેંચે છે. આમાં ધર્મ તો સુકાઈ નથી જતો. જરૂર આ ધર્મ નહિ પણ અધર્મ છે. પણ પ્રજા તો એને ધર્મ માને છે. એટલે આર્થિક સંકડામણ પ્રજાની ધાર્મિક વૃત્તિને મારી નથી નાખતી અથવા કાઢી નથી મૂકતી, પણ એને વિકૃત કરી મૂકે છે, એમ કહેવું જોઈએ. આ વિકૃતિ થવાનું એક કારણ એમની પાસે સાચો ધર્મ સમજાવનારા પહોંચ્યા નથી એ પણ છે. એમની પાસે ધર્મ કોણ ફેલાવે છે? એક આનાના પૈસા માટે ગમે તેવું માન અપમાન વેઠવાનું જાણવા છતાં, પાંચ ગાઉ જાય એવો સ્વાર્થી ગોર, અફીણ અને તમાકુનું મહત્ત્વ ગાનારા ભાટ બારોટો, ખોટી ખુશામત કરી છાતીની કસ તોડવાવાળા ભાંડ-ભવૈયા, અને ચાનાં બટેરાં માટે ઘેર ઘેર ભમતા ભૂવા બાવાઓ. આ બધા એમને ધર્મ આપવાવાળા છે. એમનો આપેલો ધર્મ કેવો હોય? એ વિકૃત ન થાય તો બીજું શું થાય? આવી હાલતમાં ગામડામાં નીતિ ક્યાંથી

રહે? પ્રામાણિકતા ક્યાંથી આવે? લીધેલું પાછું આપવાનું ક્યાંથી સૂઝે?

એટલે તો આજે ગામડે ગામડે શુદ્ધ ચારિત્ર્યના અને નિઃસ્વાર્થી જીવનવાળા સાચા સેવકોની જરૂર છે. ધર્મને નામે ઘર ઘાલી બેઠેલા વહેમો સામે જેહાદ પોકારીને પ્રજાને સાચા ધર્મને ચીલે ચડાવવાની જરૂર છે.

જ્યાં નીતિ અને પ્રમાણિકતા જ જવા બેઠાં છે, શાખની કિંમત ખોવાઈ ગઈ છે, ત્યાં વચનપાલન, સમયપાલન કે સામાજિક કલ્યાણની ભાવનાની વાત જ શી કરવી? નર્યો સ્વાર્થ નાચી રહ્યો હોય ત્યાં એક બાટલી દારૂ માટે કોઈ ઘાસની ગંજી બાળી મૂકે, એકાદ રૂપિયા માટે ખોટી સાક્ષી પૂરી કોઈને સાત વર્ષ જેલખાને પૂરી આવે, કે એવી જ બીજી નાની વાત માટે લોકોનાં ખેતર ભેલાડે કે આંબા ગોડી નાંખે, એમાં શી નવાઈ?

કોઈ કહેશે કે, ફલાણી કોમ ટેકીલી છે, મરે પણ માથું ન નમાવે, વાઢી નાખો પણ નામ ન બતાવે. પણ હું એ માનવા તૈયાર નથી. જે માણસને સ્વાર્થે ઘેરી લીધો છે એનામાં એવી ઊંચી ભાવના ટકી જ ન શકે. જ્યારે મને કોઈ કહે છે કે, બારૈયા કોમ તો એવી કે વળે તો વહાણ જેવી અને બૂડે તો પથરા જેવી; એને હાથમાં લેનારો જોઈએ; ત્યારે હું કહું છું કે, એ જ બહુ બૂરી દશા છે ને! એને એનો પોતાનો એવો કોઈ ધર્મ નથી, કોઈ ટેક નથી. આજે આવીને કોઈ પ્રજાસેવક એની પાસે કોઈ મોટા અન્યાય સામે જેહાદ પોકારાવી શકે, તો બીજી જ ક્ષણે કોઈ બદમાસ એકેક દારૂની બાટલીથી એ જ જેહાદની બદગોઈ કરાવી શકે. આવી વ્યક્તિ ઉપર કેટલો ભરોસો રખાય? એ ક્યારે ખાડામાં નાખે એની શી ખબર? આ તો નાવિક વિનાના વહાણને દરિયામાં તરવા મૂકવા જેવું થાય. કાં તો એ સેંકડો માઈલની મુસાફરી કરાવી

દે અને કાં તો પાતાળને તળિયે પહોંચાડે. સુકાની હોય તો ખડક આવે ત્યારે સુકાન ફેરવે ને! આ તો આંધળા માણસ જેવી હાલત છે. સારું નરસું પારખવાનાં જ્ઞાન વિવેક નથી એટલે જેવો વાયરો વાય એમ વહે. એને પોતાની પરિસ્થિતિનું — શક્તિનું — સાચું જ્ઞાન આપવું એ આજની પ્રથમ જરૂરિયાત છે. એ જ્ઞાન આપ્યા પહેલાં અજ્ઞાન પ્રજાનો ઉપયોગ કરવાની આશા કરવી એ પણ એક ચૂસણ છે અને અતિ હીન છે, કેમ કે તેમાં મનુષ્યત્વનું અપમાન છે. મહાભયમાં પડવાનું જોખમ ખેડવાની એ વાત છે.

કોઈ જ્યારે મને કહે છે કે, બારૈયા કોમ બહુ ઝેરીલી, ખાઈને ખોદે એવી — સગા ભાઈનું પણ માથું વાઢે એવી છે, ત્યારે હું કહું છું કે મને એ આક્ષેપ વધારે પડતો લાગે છે. આપણામાં પાટીદાર કે બ્રાહ્મણ વાણિયામાં ક્યાં એવા દાખલા નથી મળી આવતા? આપણી કુટિલતા ઉપર ચાલાકીનો પડદો હોય છે, એટલે એ ઓછી નજરે ચડે છે. બાકી ઉજળિયાત શું કે પછાત શું, બન્નેમાં મને સારા નરસા અનુભવો થયા છે.

કોઈ પણ એક કોમ વિષે અમુક અભિપ્રાય બાંધી લેવો એ જ હું તો અજુગતું માનું છું. માણસનો જેવો ધંધો અને જેવી પરિસ્થિતિમાં તે મુકાય છે તેની તેની ઉપર અસર થાય છે. મારા ગામની કંગાલિયત, અજ્ઞાન અને સ્વાર્થપરાયણ અધોગતિ વિષે મેં અહીં વર્ણન કર્યું. પણ એ જ ગામમાં કોઈ પણ જાતના સ્વાર્થ વિના, સદ્વૃત્તિથી પ્રેરાઈને મારે માટે એમાંના કેટલાક કેવા ઘસાયા છે એ મેં મારા વસવાટ વિષેના પ્રકરણમાં જણાવ્યું છે. કોઈ એવો અભિપ્રાય બાંધે કે આ ગામ સ્વાર્થી છે અગર બારૈયા કોમ સ્વાર્થી છે, તો હું કહું કે એ બન્નેને અન્યાય થાય છે. દુઃખ અને દયાથી હાલી ઊઠનારું માનવહૃદય જે બધામાં છે એ જ માનવહૃદય આ

શરીરોમાં પણ પડયું છે. માત્ર એમની પરિસ્થિતિ અને સંજોગોએ એની માત્રામાં વધારો ઘટાડો કર્યો છે.

ચાલુ અનિષ્ટ રૂઢિઓએ ખેડૂતને એવો ગુલામ બનાવ્યો છે કે, એ રૂઢિઓ એનું સત્યાનાશ વાળી રહી છે એની પણ એને ખબર નથી પડતી. ખેડૂત આર્થિક દૃષ્ટિએ કંગાળ બનતો જાય છે એટલેથી જ આ નથી અટક્યું. પણ એ માણસ મટવા લાગ્યો છે. એક માનવી તરીકેનું એનું સ્વમાન એને વેચવું પડે છે. ખોટી ખુશામત, લાંચરુશવત અને બીજાં ન કરવાનાં કામો આ હીન દશા એની પાસે કરાવે છે. એ ખેતી ઉપરનો, ઈશ્વર ઉપરનો અને માનવજાત ઉપરનો વિશ્વાસ ખોવા બેઠો છે. અરે, પોતાની જાત ઉપરનો વિશ્વાસ પણ એણે ખોયો છે!

પ્રામાણિકતા અને ટેક જેવી વસ્તુઓ એને બનાવટી લાગવા માંડી છે. આ સ્થિતિમાંથી ખેડૂતને ઉગારવો હોય તો એના દેવાના પ્રશ્નને એક ક્ષણના પણ વિલંબ વિના હાથમાં લેવો જોઈએ.

ત્યારે આ સ્થિતિનો તાત્કાલિક ઉપાય શો? વાણિયાને ગામમાંથી કાઢી મૂકવો? એ પણ આજની સ્થિતિમાં શક્ય નથી. ખેડૂતને સરકારભરતના પૈસા લેવા માટે વાણિયા પાસે જ જવાનું હોય છે. સારા નરસા પ્રસંગ ઉકેલવા માટે વાણિયાની જ મદદ લેવી પડે છે. આવે પ્રસંગે એ ક્યાં જાય? એ સગવડ ઊભી થયા પહેલાં વાણિયો કદી નીકળવાનો નથી. આ કોયડાનો ઉકેલ મને એક જ લાગે છે અને તે સરકાર તરફથી દેવા-તપાસ-સમિતિ નીમવી અને વાજબી હોય તે દેવું રાખી બીજું રદ કરાવવું. એની સાથે સાથે જ ફરી આવી દેવાદાર સ્થિતિ ઊભી ન થાય એવી લેવડદેવડની સગવડ પેદા કરવી. ગામડાના ખેડૂતના દેવાનો ઇતિહાસ બહુ રમૂજી હોય છે. મા પાછળ કારજ કરવા ૨૫) રૂ. લીધા હોય એમાંથી

૧૫૦ થાય. આમાં અનાજ વગેરે આપીને ૪૦–૫૦ તો ભરી દીધા હોય તોય ૧૦૦ અને એનું ચાલુ વ્યાજ તો ઊભાં ને ઊભાં જ હોય. ખેડૂત આવાં દેવાં ક્યારે ભરી શકે અને ક્યારે છુટકારાનો દમ ખેંચે? એટલે આવી બાબતમાં તો મૂળ રકમનું ભરણું થઈ ગયું હોય તો બાકીની બધી રકમ રદ ગણાવી જોઈએ. જ્યાં મૂળ રકમનું ભરણું જ ન થયું હોય ત્યાં વાજબી રકમ ઠરાવી આ સમિતિએ ખેડૂતને હપતા નક્કી કરી આપવા જોઈએ અને એ હપતા પણ ખેતરમાંથી ઊપજેલા પાકના સ્વરૂપમાં શાહુકારને નિયમિત રીતે મળ્યા કરે એવો બંદોબસ્ત કરવો જોઈએ. અહીંયાં પણ પાછો મૂળ રકમનો ઝઘડો પડવાનો, કારણ મોટા ભાગના શાહુકારો વ્યાજ ઉમેરીને નવી રકમને મૂળ રકમ જેવી જ બનાવી દેતા હોય છે.

બીજી બાજુથી લગ્નમરણનાં ખર્ચની રકમ પણ સરકારે ઠરાવી આપવી જોઈએ. એ ઠરાવેલી રકમથી વધુ ખર્ચ કરનાર સામે કાયદો ઊભો રાખવો જોઈએ. આની સાથે જ અમલદારો તેમ જ ગ્રામસેવકોએ પ્રજાને આવા કાયદાનું મહત્ત્વ સમજાવી ખોટા ખર્ચાઓમાંથી ઊગરી જવાનું જ્ઞાન ફેલાવવું રહ્યું. આજે પ્રજા અજ્ઞાન છે. અજ્ઞાન અને વહેમને કારણે એ જ્યાં જ્યાં ખોટા ખર્ચા કરતી હોય ત્યાં ત્યાં એને અટકાવવી જોઈએ. અને એ અટકાયત માત્ર કાયદાથી નહિ થાય; કાયદા સાથે પ્રજાને સાચી કેળવણી મળવી જોઈએ.

શાહુકાર અને ખેડૂત વચ્ચેનું વૈમનસ્ય ટાળવું હોય અને ચુસાઈ રહેલા ખેડૂતને ઉગારી લેવો હોય તો ઉપર પ્રમાણે કાયદો અને જ્ઞાન બન્નેનો ઉપયોગ થવો જોઈએ. જ્યાં ગામલોકો વધુ કેળવાય ત્યાં તો ભવિષ્યમાં 'સહકારી ભંડાર' પણ ગામલોકો ચલાવી શકે, અને સહકારી ભંડોળ પણ જમા કરી શકે. પણ એ શક્તિ એનામાં આવે ત્યાં સુધી તો એને વાણિયાની જરૂર પડવાની. સરકારે વાણિયાની નીતિ ઉપર

પણ કાયદાનું દબાણ મૂકવું જોઈએ, જેથી એ કશા ગેરવાજબી ગોટાળા ન ચલાવ્યા કરે. આજે તો સાણસામાં સપડાયેલા ખેડૂત પાસે એ દોકડો વ્યાજને બદલે પાંચ અને દસ દોકડા પણ લે છે. પણ એ એવી ચાલાકીથી કે ન્યાયની કોર્ટમાં ઊભા થવું પડે તો એ કાયદાની ચુંગલમાંથી આબાદ રીતે છટકી જઈ શકે.

આ બધો વિચાર કરતાં, કાયદા વગેરે ખેડૂતોને જરૂર રાહત આપવાના; પણ સાચો રસ્તો તો પ્રજાકેળવણી જ છે. અને તેમાં લેવડદેવડનો હિસાબ સમજવાનું જ્ઞાન એક ક્રાંતિકારી શક્તિ બને એમ છે. ગૂજરાત વિદ્યાપીઠની ખેડૂતના ચોપડાની કલ્પના આવી શક્તિ નિપજાવવામાંથી હતી. પ્રૌઢ-કેળવણી જો નામાને શીખવી દે તો ખેડૂતના અજ્ઞાનને કારણે વાણિયો જે કબાડાં કરે છે તે તો અટકે જ. અને તેમાંથી ખેડૂતના માનસમાંથી ક્રાંતિની ચિનગારીઓ જરૂર ઝરે.

## ૭

# આવક અને જાવક

કોઈ પણ પ્રજા સુખી છે કે દુઃખી એ એની આવક-જાવકનાં સાધનો કેવાં શુદ્ધ અને કેટલાં સધ્ધર છે એની ઉપર આધાર રાખે છે. આજે આપણા દેશમાં પશ્ચિમનો પવન ફૂંકાયો છે એની સાથે જાવકના અનેક માર્ગો ફાટી નીકળ્યા છે; પણ આપણી ગુલામીને કારણે આવકના રસ્તા તો જે છે એ પણ વધુ સાંકડા અને મુશ્કેલ બનતા જાય છે એટલું જ નહિ, પણ આપણે ત્યાં ઘર કરી રહેલું અજ્ઞાન પણ આપણી તૂટીફૂટી આવકને અનેક રીતે વેરણછેરણ કરી રહ્યું છે. આપણા વહેમો, આપણી કુટેવો, આપણા રૂઢિચુસ્ત રિવાજો અને આપણી દેવાદાર સ્થિતિએ ખેડૂતોનું કેવું સત્યાનાશ વાળી નાખ્યું છે તે આ સાથે આપેલા મામરા ગામની આવક-જાવકના આંકડાઓ જોતાં જણાશે, ને તેથી કોઈ પણ સમજુ માણસની આંખ ફાટી જશે.

આ આંકડા ઈ. સ. ૧૯૩૬–૩૭ની સાલના છે, અને ખેડૂતોને ઘેર ઘેર ફરીને એ એકઠા કરેલા છે. કેટલાક ખેડૂતો કાંઈક લાભ થશે એમ માની આવક ઓછી બતાવે અને ખર્ચ વધારે બતાવે; તો કોઈક વળી કોઈ પણ જાતના આંકડા આપવાની જ ના પાડે. આવે વખતે એમની બીજી પરિસ્થિતિનો વિચાર કરીને સાચા આંકડા ગોઠવવાનો પ્રયત્ન કરેલો છે.

ગામની કુલ વસ્તી ૮૭૯ છે. એમાં ૪૩૬ પુરુષો અને ૪૪૩ સ્ત્રીઓ છે. બધાં મળીને ગામમાં ૧૫૩ ઘર છે;

એમાં ૧૦ હરિજનનાં, ૧ ઓડનું, ૧ વાણિયાનું, ૧ વહોરાનું, ૧ કલાલનું, અને બાકીનાં ૧૩૯ બારૈયા કોમનાં છે. આ ૮૭૯ની વસ્તીમાં કાંઈક લખી વાંચી જાણે એટલું ભણેલા માત્ર ૩૮ છે.

**માસરા ગામની ૧૯૩૬–૩૭ની આવક**

| | | |
|---|---|---|
| ૧. | ઘાસ અને આંબા સિવાયના ખેતરાળુ પાકની આવક | રૂ. ૧૬,૫૦૦ |
| ૨. | ખેતી સિવાયની બીજી મજૂરીમાંથી | ૨,૫૦૦ |
| ૩. | આંબાની આવક | ૫૦૦ |
| ૪. | પૂમડી વીણી તેની આવક | ૧,૦૦૦ |
| ૫. | ઘી વેચ્યું તેની આવક | ૨,૫૦૦ |
| ૬. | ગુંદર વીણ્યો તેની આવક | ૨૫૦ |
| ૭. | ઢોર વેચી નાણાં કર્યાં | ૭૫૦ |
| ૮. | જમીન, ઘર તથા જણસો ગીરો મૂકી | ૧,૭૫૦ |
| ૯. | કૂવાના પાકની આવક | ૫૦૦ |
| ૧૦. | મુખી રાવણિયાના પગાર | ૨૫૦ |
| ૧૧. | હાટડી માંડી તથા શાકભાજી વેચી | ૧૦૦ |
| ૧૨. | બીજી પરચૂરણ આવક | ૪૦૦ |
| | કુલ આવક | ૨૭,૦૦૦ |

| | |
|---|---|
| એટલે ઘર દીઠ સરેરાશ આવક | રૂ. ૧૭૭–૦–૦ |
| જણ દીઠ સરેરાશ આવક | રૂ. ૩૦–૦–૦ |
| અને એક દિવસની જણ દીઠ સરેરાશ આવક | રૂ. ૦–૧–૪ |
| ગામ માથે બધું મળીને દેવું | રૂ. ૪૦,૦૦૦નું છે |
| આ દેવાનું વ્યાજ વર્ષે દહાડે | રૂ. ૫,૦૦૦ થાય |
| ઘર દીઠ વ્યાજ | રૂ. ૩૩ થાય |
| અને જણ દીઠ વ્યાજ | રૂ. ૬ થાય |

## માસરા ગામની ૧૯૩૬–૩૭ની જાવક

| | | રૂ. |
|---|---|---|
| ૧. | ખાધાખર્ચ તથા મીઠું મરચું વગેરે | ૧૮,૫૦૦ |
| ૨. | કપડાં, જોડા તથા બીજી પરચૂરણ વસ્તુઓ | ૨,૫૦૦ |
| ૩. | ઢોર માટે ઘાસ ખરીદ્યું | ૩૫૦ |
| ૪. | મહેસૂલ ભર્યું (અડધું મુલતવી રહ્યું છે એટલે આવતી સાલ બાકીના ૨,૧૦૦ ભરવાના) | ૨,૧૦૦ |
| ૫. | ઢોર ખરીદ્યાં | ૩૫૦ |
| ૬. | ભેંસ માટે કપાસિયા ખરીદ્યા | ૭૦૦ |
| ૭. | મહેમાન ખર્ચ | ૫૦૦ |
| ૮. | બિયાવું, નીંદામણ તથા હળલાકડાંનું ખર્ચ | ૧,૨૦૦ |
| ૯. | બીજું ખેતીખર્ચ | ૩૦૦ |
| ૧૦. | બીજું પરચૂરણ ખર્ચ | ૪૦૦ |
| ૧૧. | દેવાનું વ્યાજ | ૫,૦૦૦ |
| ૧૨. | અફીણનું ખર્ચ | ૩૫૦ |
| ૧૩. | ચાનું ખર્ચ | ૭૫૦ |
| ૧૪. | તમાકુનું ખર્ચ | ૬૦૦ |
| ૧૫. | દારૂ ખરીદ્યો | ૧૫૦ |
| ૧૬. | ઢાકણ માટે મહુડાં વાપર્યાં | ૫૦ |
| ૧૭. | કોર્ટકચેરીનો ખર્ચ | ૮૦૦ |
| ૧૮. | બાધા કઢાવ્યાં તથા માનતાઓ માની | ૩૦૦ |
| ૧૯. | લગ્નખર્ચ | ૨,૦૦૦ |
| ૨૦. | મરણ પાછળના કારજનું ખર્ચ | ૪૦૦ |
| | કુલ જાવક | ૩૭,૩૦૦ |

ઘર દીઠ સરેરાશ ખર્ચ રૂ. ૨૪૨–૦–૦ થયું.
જણ દીઠ સરેરાશ ખર્ચ રૂ. ૪૨–૦–૦ થયું.
અને રોજનું જણ દીઠ સરેરાશ ખર્ચ રૂ. ૦–૨–૦ થયું.
આ વર્ષે ગામની કુલ ખોટ અગર દેવું રૂ. ૧૦,૦૦૦ થયું

**૧૯૩૭–૩૮ સાલના ખેતરાળુ પાકની આવકનો કોઠો**

| બિલકુલ આવક નહિ એવા | રૂા. ૧૫ નીચે | રૂા. ૫૦ નીચે | રૂા. ૧૦૦ નીચે |
|---|---|---|---|
| ૨ | ૯ | ૫૯ | ૫૭ |

| રૂા. ૨૦૦ નીચે | રૂા. ૫૦૦ નીચે | રૂા. ૮૦૦ નીચે |
|---|---|---|
| ૯ | ૬ | ૧ |

હવે હું આવક અને જાવકના દરેક સાધનની વિગત ટૂંકમાં આપી જાઉં છું. આવકની વિગત :

૧. આ વર્ષે શરૂઆતમાં વરસાદ બહુ ઓછો પડ્યો, તેથી અહીંનો મુખ્ય પાક ડાંગર ગયો. બીજા પાક પણ સારા નહોતા જ. ત્યાં વળી હિમ પડ્યું અને ખૂબ નુકસાન થયું. આથી આ વર્ષની પાકની આવક બહુ ઓછી થઈ. આ પહેલાંનાં બે વર્ષ આના જેવાં કે જેટલાં નબળાં નહિ. પણ નબળાં તો ગયાં જ હતાં. એટલે આગલા વર્ષની તાણ પણ કામ કરી રહી હતી.

૨. જો આવાં વર્ષોમાં ખેડૂતોને આજુબાજુના લાટોની મજૂરી ન મળી હોત, તો એમની દશા શી થાત એ કલ્પવું મુશ્કેલ છે. કારણ, એમને જે કાંઈ રોકડ નાણું જોઈએ એ આ મજૂરીમાંથી જ મેળવવાનું હતું. વર્ષ નબળું હોવાથી શાહુકારોએ પણ ધીરધાર બંધ કરી હતી. આથી કેટલાક ખેડૂતોએ પોતાનું કપડાંનું તથા પરચૂરણ ખર્ચ તો મજૂરીમાંથી કાઢ્યું, પણ સરકારનું મહેસૂલ સુધ્ધાં કોઈ કોઈએ તો મજૂરીમાંથી મેળવ્યું. સરકાર તરફથી ગામ નજીક કાંઈક કામધંધો ખોલવામાં આવે એવી અરજી કરવામાં આવી હતી, પણ કોઈ જાતનો કામધંધો ખોલવામાં આવ્યો નહોતો.

૩. પાણીની અગવડને કારણે અહીં આંબા બહુ ઓછા ઉછેરી શકાય છે. એમ છતાં નાના મોટા મળીને ગામમાં ૯૧ આંબા છે, જેની આવક રૂા. ૬૦૦ થઈ.

૪. આજુબાજુના લાટોમાં કપાસ વિણાઈ ગયા પછી ખેતરો ભેલાડવામાં આવે છે. એ વખતે જે પૂમડી રહી ગઈ હોય તે ગરીબ લોકો વીણી આવે છે, અને એમાંથી કાંઈક મેળવે છે. દરેક વર્ષે આટલી પૂમડી નહોતી વિણાતી, પણ આ વર્ષની આર્થિક ભીડને લીધે લોકોએ ખૂબ મજૂરી કરી. અમારા ગામે આ વખતે ૩૧૦ મણ પૂમડી વીણી અને એમાંથી રૂ. ૧૦૦૦)ની આવક થઈ.

૫. માસરા ગામમાં કુલ ૬૦૦ ઢોર છે. એમાં ૨૧૧ બળદ, ૮૭ વાછડા, ૧૩૦ ભેંસ, ૧૧૪ પાડી, ૩૩ પાડા, ૨૦ ગાય, ૩ વાછડી અને ૨ ઘોડી છે. ઢોર ઉછેરવામાં ગામલોકોના બે હેતુ હોય છે: એક તો નાના ખસી કરેલા વાછડા સોંઘામાં ખરીદી મોટા થાય ત્યારે વેચવા, એટલે વચ્ચેના અંતરનો નફો મળે. બે જ પ્રમાણે ભાગે ઢોર લાવી પાલવવું. આ બીજી બાબતમાં મોટે ભાગે એ છેતરાય જ છે. એમ સમજો કે વાણિયો રૂ. ૨૦ની એક પાડી ખેડૂતને ત્યાં ભાગે બંધાવે છે. તો એ એવી શરત કરવાનો કે, પાડી વાય પછી એની કિંમત કરવી, અને એ નવી કિંમતમાંથી મૂળ રકમ બાદ કર્યા પછી અડધો ભાગ ખેડૂતનો. આમાં બને એવું કે ખેડૂત ૪ વર્ષ પાડીને પાલવે પછી એ વાય. વાયા પછી બે ચાર દિવસમાં જ વાણિયો પોતાની ભેંસ લેવા આવી પહોંચવાનો. પોતાના વળના જ બે ત્રણને ભેળવીને એ ભેંસની પંચ-કિંમત ઠરાવવાનો. માનો કે કિંમત બહુ વધારે અંકાઈ, એટલે કે રૂ. ૬૦ અંકાઈ. એમાંથી રૂ. ૨૦) મૂળ કિંમત બાદ જવાની. બાકી રહ્યા ૪૦ અડધે ૨૦ રૂ. ખેડૂતના હાથમાં મૂકીને વાણિયો તાજી જ વાયેલી ભેંસ તથા બચ્ચું લઈને ચાલતો થવાનો. વધારામાં ખેડૂત પેલા નાના બચ્ચાને ઊંચકીને વાણિયાને ગામ એને ઘેર મૂકી આવે એ નફામાં. આમાં બાર મહિને પાડીની પાલવણી રૂ. ૫) ખેડૂતને મળી. કુલ રૂ. ૨૦) મળ્યા એને

બદલે રૂા. ૫૦ની તો એણે ચાર વર્ષમાં ચાર ખવડાવી દીધી હશે. પણ ચાર વેચાતી નથી લાવવી પડતી, એટલે એ એને નથી ખટકતું કે નથી સમજાતું. વળી ચાર વર્ષ સુધી ઢોરને ચારવું, માવજત કરવી, એ બધાનું શું? પણ આ કશોય વિચાર કર્યા વિના કે દૂધ છાશનું ટીપુંય પામ્યા વિના માત્ર રોકડા ૨૦) રૂા. હાથમાં આવે છે, એટલે એ સંતોષ માને છે.

આ જ પ્રમાણે ભેંસ ફરી વાય ત્યાં સુધી દૂઝેલી રાખવામાં પણ ખેડૂતને ખોટ જ હોય છે. પણ પેલા કરતાં આ કાંઈક સારું. વાણિયો પહેલેથી ૦ાાા મણ ઘી આપવું એવી શરત કરીને બેઠો હોય છે, એટલે એ ૦ાાા મણ ઘી તો એણે ગમે તેમ કરીને વાણિયાને ત્યાં પહોંચતું કરવું પડે જ. માનો કે ભેંસની કિંમત રૂા. ૫૦) છે, તો એનું દોઢ વર્ષનું વ્યાજ રૂા. ૯) થાય (દોકડાની તેરીએ ગણે તો). પણ આ પોણા મણ ઘીની કિંમતના એને ઓછામાં ઓછા રૂા. ૧૫) મળે. એટલે વ્યાજ કરતાં રૂા. ૬) વધારે આવ્યા. અને ઢોરને પાલવવાની મુશ્કેલી ગઈ. ભેંસનું બચ્ચું ખેડૂતને પાલવવા આપે છે. માનો કે પાંચ છ વર્ષે એ જોટડીને રૂા. ૪૦)માં મૂલવી તો એમાંથી વાણિયાને બીજા રૂા. ૨૦) મળે.

આમાં ખેડૂતને લાભ એટલો કે, કોઈ કોઈ વખતે એ વાણિયાને ઘી ન આપવા જઈને પોતાની અડીઓપટી કાઢી શકે. અને હા, છોકરાં છાશ અને કોઈ કોઈ વખતે ઘી દૂધના છાંટા ભેગાં થાય એ વાત સાચી.

હાલમાં ગામમાં ૧૨૮ ભેંસ છે. એમાંથી ૧૨૬ મણ ઘી ગામે વેચ્યું અને રૂા. ૨,૫૨૦ ગામમાં આવ્યા. પણ ભેંસને કપાસિયા વગેરે ખવડાવ્યું એનું ખર્ચ તો પાછું આ આવકમાંથી બાદ કરવું પડશે.

૬. ગામની આજુબાજુ બાવળી છે, એટલે ગામના સાવ ગરીબ લોકોને જ્યારે મજૂરી પણ મળતી બંધ થાય ત્યારે આ

બાવળીનું શરણું લેવાનું હોય છે. સરકારી બાવળ એટલે વાઢીને વેચી તો શકાય નહિ. નહિ તો આજ સુધી બીચારી એ બાવળી રહેવા પણ ન પામી હોત. આખો દિવસ બાવળીમાં આથડીને કોઈ ડોશી કે છોકરું શેર દોઢ શેર ગુંદર વીણી લાવે. આ શેર ગુંદરને બદલે એને ગામનો વાણિયો ચાર અગર પાંચ શેર કોદરા આપે અને આ રીતે એનું દનિયું નીકળે. આ વખતે આવો ૪૨ મણ ગુંદર ગામમાં આવ્યો એમાંથી ગામને રૂ. ૨૫૨ નો લાભ થયો.

૭. નબળા વરસને કારણે કેટલાકને પોતાનાં ઢોર પણ વેચી દેવાં પડ્યાં. 'ખેતી અટકતી હોય તે ભલે અટકે, પણ અત્યારે તો ખાવાનું જોઈએ.' આમ રૂ. ૭૮૮॥ નું પશુધન ગામમાંથી દૂર થયું.

૮ એ જ પ્રમાણે કેટલાકને જમીન ગીરો મૂકવી પડી. કોઈએ ઘર ગીરો મૂકીને પોતાનું ટટ્ટુ ચલાવ્યું તો કોઈકે જણસો મૂકી. બધી મળીને ૩૮ વીઘાં જમીન, ૧ ઘર, ૨ હાંસડી અને ૨ જોડ કડલાં રૂ. ૧,૭૫૭માં ગીરો મુકાયાં.

૯. આ ગામની સીમમાં કૂવા તો ૮–૧૦ છે. પણ એમાંના ઘણાખરા અવડ છે. આ વખતે સુકવણાથી ડરી કેટલાકે કૂવા પાછળ મહેનત કરી અને ચાર કૂવા ઉપર ડુંગળી, બટાટા, મરચાં, રીંગણાં એવાં શાકભાજી થયાં. એમાંથી ગામમાં રૂ. ૪૦૦ આવ્યા.

૧૦. ગામના મુખીને વાર્ષિક વેતન રૂ. ૭૫નું મળે છે. ગામમાં બે રાવણિયા છે. તેમને દરેકને માસિક પગાર રૂ. ૮ મળે છે. એટલે સરકારી પગારની આવક ગામને રૂ. ૨૬૭ની છે. આ ઉપરાંત જૂના વતનના ૮–૧૦ રૂપિયા બીજા બે ત્રણ વચ્ચે વર્ષે વર્ષે મળે છે.

૧૧. ગામના એક ભાઈએ નાની હાટડી માંડી જોઈ. એ જણ ઉમરેઠથી રૂપિયારેડાની શાકભાજી લાવી ગામડાંઓમાં

ફરી વેચતા અને દહાડા કાઢતા. આ આવક રૂ. ૧૧૦ની થઈ.

૧૨. પરચૂરણ આવક તો વણશિયાની, પીલવાની કે સરગવેલની થાય છે. બિયાં ઝૂડી કાઢી પિલાવે એનું પિલામણ આપવું પડે. આ સિવાય આ તેલમાં બીજું કાંઈ ખર્ચ નથી થતું.

આજે અમારા ગામનું દેવું આશરે ૪૦,૦૦૦ રૂ. છે. આમાંનું વાજબી કેટલું છે એ તો તપાસ થાય ત્યારે જ માલૂમ પડે.

હાલમાં કેટલું કેટલું દેવું કેટલાને છે એ નીચેના કોઠાથી જણાશે.

**દેવાદાર કુટુંબો**

| | |
|---|---|
| દેવું બિલકુલ નહિ એવાં | ૯ |
| રૂ. ૫૦થી ઓછું એવાં | ૧૨ |
| રૂ. ૧૦૦થી ઓછું એવાં | ૧૭ |
| રૂ. ૨૦૦થી ઓછું એવાં | ૩૭ |
| રૂ. ૫૦૦થી ઓછું એવાં | ૫૭ |
| રૂ. ૧,૦૦૦થી ઓછું એવાં | ૧૮ |
| રૂ. ૧,૦૦૦ ઉપર એવું | ૧ |
| રૂ. ૫૦૦–૧૦૦૦ની થાપણવાળાં | ૨ |

આ દેવાનું વ્યાજ જ રૂ. ૫,૦૦૦ થઈ જાય છે.

ગામનું પૂરું સરકારી મહેસૂલ રૂ. ૪,૨૦૦ છે. મહેસૂલ વધારે છે એવી આપણે બૂમ પાડીએ છીએ, પણ એથીયે વધારે મોટી ચૂસ તો આ દેવાનું વ્યાજ ચલાવી રહ્યું છે એનું શું?

**જાવકની વિગત:**

૧. વર્ષ સારું નહિ હોવાથી લોકોએ ખૂબ કરકસર કરીને દિવસો કાઢ્યા. આ વર્ષે ગામમાં ચોખા ખાનારાં તો ૮–૧૦ ઘર જ હશે. બાકીના બધાંને કોદરા, બંટી અને બાવટા ઉપર જ ચલાવવું પડ્યું છે. એ જ પ્રમાણે ખાવાની બીજી

બધી બાબતોમાં કસર વેઠી છે. આથી ખાધાખર્ચ રૂ. ૧૮,૦૦૦ થયું. એટલે જણ દીઠ રોજનું સરેરાશ ખાધાખર્ચ રૂ. ૦–૦–૧૧ાા થયું.

૨. કપડાં અને જોડા તો આ વખતે ઘણાખરાએ ખરીદ્યા વિના જ ચલાવ્યું છે. કેટલાકને સાસરેથી કપડાંની ઘણીખરી મદદ મળી છે. એમ છતાં રૂા. ૨,૫૬૦નું કપડાંખર્ચ થયું.

૩. સામાન્ય વર્ષમાં અમારા ગામના લોકોને ઢોર માટે ઘાસ નથી ખરીદવું પડતું. પણ આણ તો ડાંગર કે બાવટો રોપાયો નહિ, એટલે એનું પરાળ તથા બાટું પણ ન મળ્યાં. વળી જાસાને કારણે એ ગંજી ઘાસ બળી ગયું. આથી ગામને રૂ. ૩૫૧ાા નું ઘાસ ખરીદવું પડ્યું.

૪. છેલ્લાં બે વર્ષ નબળાં ગયાં હતાં અને તેમાં પણ આ તો સૂકું અને સાથે હિમવાળું વર્ષ આવ્યું, એટલે ગામ-લોકોને મહેસૂલ ભરવું બહુ આકરું હતું. સુકવણું પડ્યું એ વખતે જ ગામલોકોએ સરકારને અરજીઓ કરી રાહત માગી હતી. પણ એટલામાં મોડો મોડો વરસાદ આવ્યો. આ વરસાદથી ક્યારીની જમીનમાં ડાંગર રોપી શકાય એમ નહોતું. છતાં અમલદારોએ તો માની લીધું કે, વરસાદ આવી ગયો એટલે ખેડૂતોના બધી ફરિયાદો દૂર થઈ ગઈ. એટલામાં તો એ જ વર્ષમાં પાછું હિમ પડ્યું. આ હિમે શિયાળુ જાર અને કપાસનું રહ્યુંસહ્યું તૂલ પણ બાળી નાખ્યું. લોકો શું ખાઈશું અને કેમ જીવીશું એ ગભરાટમાં સળવળવા લાગ્યા.

થોડી અથડામણ પછી અમલદારોએ પાકની ફરી તપાસ કરી અને માસરા ગામનું અડધું મહેસૂલ મુલતવી રહ્યું. આ હિસાબે રૂ. ૪,૨૦૦ નું મહેસૂલ ભરવાનું હતું તેમાંના રૂ. ૨,૧૦૦ આવતે વર્ષે ભરવા, એવી તાત્કાલિક રાહત મળી.

બીજી બાજુથી જિલ્લા સમિતિના મંત્રી માસરા ગામમાં આવી ગામની નુકસાનીની વિગતો લઈ ગયા અને ટૂંક મુદતમાં

જ માસરાને અનુકૂળ પડે એવા નજીકના થામણા ગામમાં સસ્તા અનાજની એક દુકાન ખોલી. આ દુકાનથી માસર અને એની આજુબાજુનાં ગામોના બહુ લોકોએ ભિયાવાની મોસમમાં સેંકડો રૂપિયા બચાવ્યા. વાણિયો ૩॥ રૂ.ની મણુ જાર આપતો હતો તેને બદલે સમિતિની દુકાને ૧॥। રૂપિયે મણુ લેખે જાર વેચવા માંડી. ખેડૂતોને નાણાં રોકડાં આપવાં પડતાં હતાં એ એક મુશ્કેલી હતી જ. એમ છતાં ખેડૂતો સમિતિની દુકાને જ ઊભરાતા. આ દુકાન આખું વર્ષ ચાલી એટલે આખું વર્ષ વાણિયાઓની વધારેપડતી ચૂસમાંથી તો ખેડૂતો બચી જ ગયા.

૫. ગમે તેવી તાણુ હોય છતાં ખેતી તો કરવી જ પડે. કેટલાક ખેડૂતો પાસે ઢોર ન હતાં. પછી ખેતી શી રીતે થાય? છેવટે ગમે ત્યાંથી ઉધાર લાવીને રૂ. ૩૬૮ નાં ગામ-લોકોએ ઢોર ખરીદ્યાં.

૬. ભેંસને એકલા કપાસિયા ખવડાવે અગર તો રોજ રોજ કપાસિયા ખવડાવે તો ખર્ચ વધારે થઈ જાય. આથી અમારે ત્યાં કપાસનાં સકેલાં (હાલિયાં), કોદરાનું ભૂસું અને થોડા કપાસિયા — આ ત્રણને સાથે બાફીને ખવડાવે છે. આથી ખર્ચ ઓછું થાય છે અને ઢોરને પૂરતા પ્રમાણમાં ખાણુ મળી રહે છે. એમ છતાં ગામને રૂ. ૭૦૦ ના કપાસિયા લાવવા પડ્યા.

૭. બારૈયા કોમમાં મહેમાનનું ઠેકાણું નહિ. આવે ત્યારે ઢગલાબંધ આવી પડે અને ન આવે ત્યારે કોઈયે ન આવે. સામાન્ય રીતે ઉનાળાની નવરી મોસમમાં આ લોકો ગામ-ગામતરાં કરવા નીકળે છે. એ લોકો રોજ ગમે તેવા ખોરાકથી ચલાવી લે, પણ અમુક મહેમાન આવ્યા એટલે ગોળ કે ઘી તેલ વાપરવાં જ જોઈએ. વાણિયાને ત્યાંથી ઉધાર લાવીને કે કોઈને ત્યાંથી ઉછીનું પાછીનું કરીને પણ આ દાપું ચૂકવવું

પડે. કેટલાક મહેમાનોને તો દારૂ પણ ધરવો પડે. જમાઈ કે દીકરી આવ્યાં હોય તો કાંઈક કપડુંલત્તું લેવું પડે અને ઘેર જાય ત્યારે અનાજની પોટલી પણ મોકલે. આ વર્ષ સૂકું છે એ તો મહેમાનોને પણ જાણ થઈ ગઈ હતી. એમ છતાં મહેમાન પાછળ ગામે રૂા. ૫૦૦ તો ખરચ્યા જ.

૮. આ સાલ ખેતરોમાં નીંદામણ બહુ ઓછું થયું હતું. સામાન્ય રીતેય નીંદવાનું ખર્ચ તો લાંબી જમીનવાળાઓને જ આવે છે. બીજા તો હાથોહાથ નીંદી લે અને કોઈ વખતે બહુ ઘાસ થઈ ગયું હોય તો પાડોશીઓને પણ એકાદ દિવસ માટે બોલાવી લાવે. પોતે પણ એવી રીતે પાડોશીનું કામ કાઢે. આ ઉપરાંત હળલાકડાંનું ખર્ચ આવ્યું. હળલાકડાં બનાવવામાં આ લોકો મોડા જાગે છે તેથી એમને બહુ ઓભાવું પડે છે એટલું જ નહિ, પણ દામ પણ મોંમાગ્યા આપવા પડે છે.

૯. બીજાં પરચૂરણ ખેતીખર્ચોમાં — ખેતરમાં બકરાં ઘેટાં બેસાડવાં, કોસ વરત ખરીદવાં, છેડા ગોદાવવા, ભીંડી ખરીદવી — આવાં આવાં ખર્ચો હોય છે.

૧૦. પરચૂરણ ખર્ચોમાં ડાકોર ઉમરેઠના મેળાઓમાં પાન બીડાં ફૂંકવાં, ખાનગી લાંચરુશવત આપવી, કે કાંઈ અણધાર્યું ખર્ચ ગણ્યું છે.

૧૧. ગામને ૪૦,૦૦૦ રૂા. નું દેવું છે. એનું વ્યાજ જ વર્ષે દહાડે આશરે ૫,૦૦૦ થાય. આ તો દોકડા લેખે હિસાબ ગણ્યો છે. પણ ખાનગી રીતે આથી ઘણાં ભારે વ્યાજ અપાય છે.

હવે પછીનાં જે ખર્ચો આવે છે તેને હું ખોટાં ખર્ચો કહું છું. આ ખર્ચોમાં એક પાઈ પણ ન વપરાય તોય ખેડૂત સાચો ખેડૂત રહી શકે એટલું જ નહિ, પણ તો જ એ સાચો ખેડૂત બને.

૧૨. ગામમાં અફીણ ખાનારાની સંખ્યા હાલમાં ૨૧ છે. આ ઉપરાંત પ્રસંગ આવ્યે કસુંબા પીનારા તો ઘણા છે, પણ આ ૨૧ તો બંધાણી. એમને અફીણ ન મળે તો ચેન ન પડે. એમનું વાર્ષિક ખર્ચ રૂ. ૩૬૮ થાય છે. હવે નવા અફીણિયા ન બને એ વિષે સારી કાળજી લેવાય છે.

૧૩. આપણને એમ લાગે છે કે ચા તો શહેરી લોકોનું જ પીણું છે; પણ હું અહીં આવ્યો ત્યારે જાણ્યું કે ગામડે એનું ઓછું સન્માન નથી કર્યું. આજે માસરામાં પહેલા જેટલાં તપેલાં નથી ઊકળતાં. છતાં હજુ ચાના પીનારા બંધાણી ૪૨ છે. એમાંના ૨૪ તો ચાના ગરાડી છે. સવાર પડયા વિના રહે તો એમને ચા પીધા વિના ચાલે. આ ઉપરાંત મહેમાન આવે ત્યારે તો લગભગ બધાં જ ઘરમાં ચા થાય. 'ચા ન કરીએ તો મહેમાન આપણે વિષે શું માને?' એવી ચિંતા કરતાં કરતાં રૂ. ૭૫૦ ઉપર ચા પાણી ફેરવી મૂકે છે.

૧૪. ચા જેટલી જ ખર્ચાળ પણ એથી વધુ વ્યાપક થઈ પડેલી બદી તે તમાકુની છે. ઘરની અંદર દરેકેદરેક પુરુષ હુક્કો પીએ. હુક્કાની નેહ મોઢે ન પહોંચે એટલા નાના બાળકને પણ ખોળામાં ઊંચે બેસાડીને હુક્કો પાતો બાપ દેખાયો છે. આ ચા તમાકુને જડમૂળથી કદી કાઢી શકાશે કે કેમ એવી મારા મનમાં શંકા થાય છે. હમણાં હમણાં પાટીદારનું જોઈને આ કોમ પણ થોડી થોડી તમાકુ રોપવા લાગી છે. હું તો કહું છું કે, સરકારે કાયદાની મદદથી આ તમાકુના વાવેતરને તો દફનાવવું જ જોઈએ. એના ઉપરની જકાત તો જેટલી વધારી શકાય એટલી વધારવી જોઈએ. તો જ આ બદી અટકી શકે. આજ સુધી તમાકુનો એક પણ ફાયદો મારા જાણવામાં આવ્યો નથી. હા, ખેડૂતો એવી દલીલ કરે છે ખરા કે, એ હુક્કાને બહાને અમે ખેતી કરતાં

કરતાં ઢોરને પણ આરામ આપી શકીએ છીએ અને અમે પણ આરામ લઈ શકીએ છીએ. પણ હું સામો એક સવાલ પૂછું છું કે, હુક્કા બીડીના બંધાણી નહિ હોય એ કામ કરતાં કરતાં આરામ જ નહિ લેતા હોય? બીજું, એ હુક્કાને લીધે તડાકા મારવામાં તમારો કેટલો વખત વેડફી મારો છો? હુક્કાની તલપ માટે પાંચ ખેતર રખડનારો ખેડૂત મેં જોયો છે. એ વખતે એના ખેતરની વરાપનું શું? આ ઉપરાંત તમાકુનાં તો અનેક નુકસાન છે. એ બધાં સમજાવીએ છતાં હુક્કો એટલો ઘર ઘાલી બેઠો છે કે એને સમજાવટની બહુ અસર નથી થતી.

તમાકુના વાવેતર પાછળ ખેડૂતો કેટલા ગાંડા થયા છે એ તો હું માસરા પાસેના થામણા અને ઉમરેઠ વચ્ચેનાં ખેતરો જોઉં છું ત્યારે સમજ પડે છે. તમાકુને વણછો ન આવે એ માટે ત્યાંના ખેડૂતોએ રાયણનાં સેંકડો ઝાડ વાઢી પાડ્યાં. તમાકુ વધી એ સાથે ઢોરની ચાર ઘટી, ખાવાનું અનાજ પણ ઘટયું. અને હમણાં હમણાં તો હિમ પડવા લાગ્યું છે એટલે તમાકુ પણ હાથમાંથી જાય છે. કેટલાક ખેડૂતો હવે આ વાવેતરથી પસ્તાવા લાગ્યા છે. પણ રોકડા રૂપિયાથી ખોબો ભરાય એ કલ્પના જ એમનું માથું ફેરવી નાખે છે. હું કહું છું કે, તમાકુ એ ખેડૂતનો નહિ પણ આખા મનુષ્યસમાજનો દુશ્મન છે. એને દૂર કરીએ તો જ ખેતીની આબાદી થાય.

૨૫. માસરા ગામના લોકોને દારૂ ન પીવો હોય તો પણ પીવાનું મન થઈ જાય એવું એક દારૂનું પીઠું સરકારે ગામ વચ્ચોવચ ખોલાવ્યું છે. એ ઉપરાંત મહુડાનાં ઝાડ પણ અહીં પુષ્કળ છે. એટલે હાથે દારૂ ગાળવો હોય તોપણ સગવડ તો છે જ. ગામમાં રોજ દારૂ પીનારા તો કોઈક હશે; પણ હોળીના ઉત્સવ વખતે, વિવાહપ્રસંગે કે મહેમાન

આવ્યા હોય ત્યારે પીએ એવા તો વસ્તીના ત્રીજા ભાગના લોકો હશે. સામાન્ય રીતે અહીંની દારૂની દુકાનનો વધારે ઉપયોગ માસરા તેમ જ આજુબાજુનાં ગામોના હરિજનો કરે છે.

આ વર્ષે પીઠાવાળા કલાલે સરકારને રૂા. ૨૭૫] હરાજીના ભરવાના છે. ૨૭૫ ગેલન દારૂનું ખર્ચ એને રૂા. ૯૬૨ાા થયું. આમ કુલ ૧૨૩૭ાા નો એણે ખર્ચ કર્યો છે અને એમાંથી એ રૂા. ૨૦૬૨ ઉપજાવવાની નેમ રાખે છે.

૧૬. તમાકુ પીવા લાયક બને એ પહેલાં એને ગોળ અગર કાકબથી કેળવવામાં આવે છે. અહીંયાં લોકો ગોળ કરતાં કાકબ વધારે સારો ગણે છે, કારણ એમાં ગોળની મીઠાશ સાથે મહુડાનો નશો પણ છે. વળી એ એક પાઈના પણ ખર્ચ વિના મેળવી શકાય છે. મહુડાને ઉકાળીને એના પાણીને, શેરડીના રસમાંથી ગોળ બનાવવા માટે જેમ ઉકાળે છે એમ, ઉકાળવાથી કાકબ બને છે. માસરામાં મહુડાનાં ઝાડ પુષ્કળ છે, એટલે આ કાકબ ઘેર જ બનાવી લેવામાં આવે છે. ઓણ સાલ કાકબ બનાવવા માટે ૮૦ મણ મહુડાં વપરાયાં. ૮૦ મણ મહુડાંના ૪૦ રૂપિયા ઊપજે.

૧૭. કોર્ટ કચેરીને અંગે કુલ ૬ જણાને ખર્ચ થયેલું. એમાં મોટામાં મોટું ખર્ચ ગામના વાણિયાને એના ઉપર બળજબરીનો મુકદ્દમો ચાલતો હતો તેને અંગે થયું હતું. એ પોતે રૂા. ૬૦૦નું ખર્ચ કહે છે. બાકીના પાંચ જણને રૂા. ૨૧૫નું ખર્ચ થયું. આમાંનો એક મુકદ્દમો ઘરમાંથી મહુડાં નીકળ્યાં એ માટેનો જકાતના ગુનાનો હતો.

૧૮. માસરા ગામમાં માતાઓ તથા ભૂવાઓની સંખ્યા ઘણી મોટી છે. એટલે માનતાઓ, બાધા આખડીઓ, તથા ઝોડ વળગવાનું પણ ખૂબ ચાલે છે. સામાન્ય તાવ આવ્યો હોય કે ગાંઠ નીકળી હોય તોપણ માતા કે મહારાજને ધુણાવે. આ વહેમને અંગે ગામે રૂા. ૩૮૦ ખોયા.

૧૯. ગામમાં લગ્ન ૧૧ થયાં તેનું ખર્ચ ૨,૧૨૪ રૂ. થયું. આ વર્ષ નબળું હતું તેથી આ ખર્ચ ઓછું થયું. સામાન્ય વર્ષમાં આ ખર્ચ રૂ. ૪,૦૦૦ સુધી પહોંચે છે.

૨૦. મરણ પાછળનાં કારજ ૭ થયાં. એનું ખર્ચ તો લગ્ન કરતાં પણ ઓછું થયું. સામાન્ય વર્ષમાં લગભગ રૂ. ૨,૦૦૦ થાય, પણ આ વર્ષે માત્ર રૂ. ૩૭૫ જ થયું. આમાં ઘેર ઘેર ફરીને કારજખર્ચ અટકાવવાના મેં પ્રયત્નો કર્યા એ પણ ઓછા ખર્ચનું એક કારણ છે.

આ વર્ષે સરેરાશ લગ્નખર્ચ રૂ. ૨૦૨ અને સરેરાશ મરણખર્ચ રૂ. ૫૩ પડ્યું. આ ઉપરાંત દર વર્ષે થાય છે એવાં આ વર્ષે બીજાં નીચેનાં ખોટાં ખર્ચો ન થયાં એ પણ ગામને મોટો લાભ થયો:—

| | રૂ. | | રૂ. | | વધારાનું | |
|---|---|---|---|---|---|---|
| ભવૈયાના | ૧૦૦ | બાવાના | ૫૦ | | લગ્નના | ૨,૦૦૦ |
| બારોટના | ૧૫૦ | ગોરના | ૨૫૦ | | મરણના | ૬૨૫ |
| રાવળના | ૧૨૫ | | ૬૭૫ | + | | ૨,૬૨૫ |
| | | | | કુલ ૩,૩૦૦ | | |

આ રીતે આ વર્ષે રૂ. ૩,૩૦૦ની ગામને બચત થઈ. નબળું વર્ષ છે એમ કહી ગામનાં વસવાયાંને પણ ગામલોકોએ કાંઈ ન આપ્યું. નહિ તો વસવાયાંને નીચેની વાજબી રકમ આપવી જોઈએ:—

| | |
|---|---|
| હજામના | ૨૦૦ + (૧૦૦ આપ્યા છે) |
| સુથારના | ૧૫૦ |
| લુહારના | ૧૫૦ |
| ભોઈના | ૭૫ |
| ફકીરના | ૨૫ |
| | ૬૦૦ |

આ રીતે ૩,૩૦૦ + ૬૦૦ = ૩,૯૦૦ રૂ. નું કુલ ખર્ચ ઓછું થયું.

સામાન્ય વર્ષમાં લગ્ન મરણ સિવાયનું ખોટું ખર્ચ રૂ. ૬,૦૦૦ થાય છે. એટલે જણ દીઠ સરેરાશ રૂ. ૭–૦–૦ થયું. જ્યારે આ વર્ષે એ ખર્ચ ૩,૦૦૦ થયું, એટલે જણ દીઠ સરેરાશ રૂ. ૩–૮–૦ થયું.

આ ખોટા ખર્ચમાં મેં નીચેનાં ગણ્યાં છે: અફીણ, ચા, તમાકુ, દારૂ, કાકબ, કોર્ટ કચેરી અને ઝોડઝપટ.

આ આવક જાવક જોઈને કોઈ પણ માણસ ખેડૂતોનું દુઃખ અને એનાં કારણો તારવી શકે એમ છે. આવકનો વિચાર કરીએ તો આવક બહુ ઓછી છે. એક માણસની રોજની આવક ૧૬ પાઈ થઈ છે. આને અમેરિકાની રૂ. ૨–૧૧–૦ કે ઇંગ્લંડની રૂ. ૧–૧૪–૦ની આવક સાથે તો ક્યાં સરખાવાય! પણ હિંદની ૭ પૈસાની સરેરાશ આવક ગણી છે તેની સાથે પણ એ ટકી શકતી નથી.

આ વર્ષ નબળું હતું એમ એક દલીલ કરી શકાય એમ છે. પણ આજકાલ સામાન્ય વર્ષમાં પણ આ આવક ૭ પૈસાથી આગળ જતી હોય એવું નથી લાગતું. આ રીતે આપણા ખેડૂતને મોટામાં મોટું દુઃખ ઓછી આવકનું છે. આવક વધે તો ઘણાં દુઃખ દૂર થાય. ત્યારે આ આવક વધતી કેમ નથી? ખેડૂતને અનાવૃષ્ટિ, હિમ અને કાતરા જેવા કુદરતી કોપો તો નડે છે જ. પણ એ ઉપરાંત ખેતી કરવા માટે જોઈતાં સાધનો તથા બિયાવું, તથા મજૂરો લાવવા માટે જોઈતાં નાણાં પણ ખેડૂતો પાસે નથી હોતાં. આથી ગમે તેટલી હોંશ હોવા છતાં એ ખેતી નથી કરી શકતો. તેમાંય બારૈયા કોમ તો પહેલેથી ખેતીમાં પછાત છે. વધારામાં એનું આળસ. આ બધાં કારણો ભેગાં મળ્યાં છે, તેથી ખેતીની આવક વધી શકતી જ નથી.

આના ઇલાજ તરીકે ખેડૂતોને ખેતીનાં સાધનો તથા બિયાવું મળી રહે, શાહુકારના ત્રાસમાંથી એ ઊગરી જાય, એવી

યોજના ઘડવામાં આવે, તેમ જ વ્યવસ્થિત ખેતીનું શિક્ષણ જોવા મળે એવા અખતરા પૂરા પાડવામાં આવે, એ જરૂરનું છે. ખેતી ઉપરાંત બીજા ઉદ્યોગધંધા દાખલ કરવામાં આવે તોય આવકમાં કાંઈક વધારો થાય. અવડ કૂવાને સુધારવામાં આવે તથા શિયાળુ પાકને ઉત્તેજન આપવામાં આવે, તો એમાંથી પણ કાંઈક આવક વધે.

બીજી બાજુથી આવક ઓછી છે છતાં ખેડૂતનાં ખર્ચો વધારે છે, એ નરી આંખે આંકડાઓ ઉપરથી જોઈ શકાય છે. જણ દીઠ રોજની સરેરાશ આવક ૧૬ પાઈ છે, જ્યારે જણ દીઠ રોજનો સરેરાશ ખર્ચ ૨૩ પાઈ છે. એટલે જણ દીઠ રોજની દેખીતી ખોટ ૭ પાઈ આવી. આ સાત પાઈએ તો ખેડૂતના દેવામાં વધારો કર્યો એમ જ કહો ને.

ખર્ચની વિગતો જોઈએ છીએ તો એમાં ખોટાં ખર્ચનું લગડું પણ નાનુંસૂનું નથી. પણ બીજા લેખકો કહે છે એમ, ઘરેણાં દાગીના પાછળ માસરાના લોકોએ પોતાનાં નાણાં રોક્યાં હોય એવું દેખાતું નથી.

ખોરાક પાછળ ૧૮,૫૦૦ ખર્ચ્યાં.

ખેતી વગેરે ઉપયોગી ખર્ચોમાં ૪,૬૮૫ ખર્ચ્યાં.

જ્યારે દેવાનાં વ્યાજ તથા ખોટાં ખર્ચોમાં ૧૧,૦૦૦ ખર્ચ્યાં.

આમાં દેવાનું વ્યાજ જ ૫,૦૦૦ તો છે.

આ ઉપરથી આપણે એ પણ જોઈ શકીએ છીએ કે, ખેડૂત પાસે જે થોડી આવક છે એનો પણ એ યોગ્ય વ્યય નથી કરી શકતો, એ પણ એનાં દુઃખોનું એક કારણ છે.

ખેડૂતની આવક વધે, દેવાના ભારે વ્યાજમાંથી એ ઊગરી જાય, અને ખોટાં ખરચ કરતો અટકી જાય, તો ખેડૂતની આર્થિક સ્થિતિ જરૂર સુધરે. આ માટે સરકારી બંદોબસ્ત થાય, પ્રજામાં જ્ઞાન ફેલાય તેમ જ ખેડૂતમાં ખેતી તથા નીતિરીતિનું સદ્‌જ્ઞાન ફેલાવવામાં આવે, એ જ ઉપાયો છે.

# ૮

## ઉદ્યોગધંધા

ઉદ્યોગધંધાનું પ્રકરણ લખવું કે કેમ એ જ પ્રશ્ન થાય એમ છે, કારણ ખેતી સિવાય અહીં બીજો કોઈ ધંધો જ નથી. ગામમાં એક પણ વસવાયાનું ઘર નથી કે એય પોતાનો ધંધો કરી બતાવે. ગામને હજામત કરાવવી હોય તો ચુણેલથી વાળંદ આવે ત્યારે થાય. માટીનું વાસણ જોઈતું હોય તો દેદાં કે થામણા જવું પડે. રાંપડીનાં પાસિયાં ટિપાવવાં હોય તો ઉમરેઠ ફેરો ખાવો પડે, અને હળનું ચવડું બેસાડવું હોય તોય ચુણેલના સુથાર પાસે દોડવું પડે. જોકે હમણાં થોડાં વર્ષોથી ગામના ત્રણ બારૈયા જુવાનો થોડું થોડું લાકડાં છોલતાં શીખ્યા છે, એટલે ખેતીમાંથી ફાજલ રહેતા સમયમાં એ કાંઈક કાંઈક સુતારું કરે છે. ગામના આ ત્રણ કારીગરો પેદા થયા પછી, હળની ફાચર મરાવવા માટે ચોમાસાને દહાડે ચુણેલ દોટ કાઢવી પડતી એ બંધ થયું છે. હવે તો એમને કોઈ કોઈ વખતે ઘર માળવાનું, બારસાખ બેસાડવાનું કે ગાડું બનાવવાનું કામ પણ મળે છે. સામાન્ય રીતે એમની રોજી રૂા. ૦–૧૨–૦ થી રૂા. ૧–૦–૦ ગણાય છે. આ ઉપરાંત બીજા બે ભાઈઓ ઉનાળાને દહાડે, મળી રહે તો, લાકડાં વહેરવાનું કામ કરે છે; એમને રોજીમાં રૂા. ૦–૮–૦ મળે છે. લુહાર તો હજી ગામમાં કોઈ નથી પાક્યો, એટલે એ બાબતમાં ગામ પરગામનું ઓશિયાળું છે. કોઈ પણ માણસને નવાઈ લાગશે કે, લગભગ ૯૦૦ માણસની વસ્તીના

આ ગામમાં એક પણ વસવાયું નહિ એ કેવી વાત! સાચે જ એ નવાઈ થાય એવું છે. વસવાયા વિના ગામને અડચણ પણ ખૂબ પડે છે. એમ છતાં ગામમાં કોઈ વસવાયું નથી આવી વસતું, એનું કારણ ગામલોકોનો સ્વભાવ છે.

ગામને એક જાતનું ખોટું અભિમાન છે કે વસવાયા એટલે તો આપણાથી હલકા. બીજાને ગુલામ ગણવાનું એમનું આ માનસ, એ ગામ બહાર જાય છે ત્યારે, પોતે હલકા છે એવા સ્વરૂપમાં પલટાઈ જાય છે. જેમ કે, ચુણેલ જઈને સુતાર કે વાળંદની ખુશામત કરવામાં કે એકી બીડી માગવામાં પણ એને હીણપદ નહિ લાગે. પણ એ જ માણસ જો ગામમાં વસવાયો બનીને આવે છે તો એની નાની સરખી ભૂલ બદલ ધોલ મારતાં પણ આ લોકો નહિ અચકાય.

એક વખત મારી રૂબરૂમાં એક ૧૬–૧૭ વર્ષના જુવાને ચુણેલના એક આધેડ વયના વાળંદને 'મારા . . . . વહવાયું જોને ફાટયું છે' એમ કહીને છૂટું ખાસડું માર્યું હતું. એ વસવાયો પણ રીઢો થઈ ગયો હોય એમ આવાં કેટલાંય અપમાનો વેઠી લે છે. હા, કોઈક વખતે એ એમની દાઢીઓ વધવા દઈને બદલો વાળવા પ્રયત્ન કરે છે. પણ સામાન્ય રીતે એને નમતું આપવું પડે છે.

આ વાળંદને માત્ર હજામતનું જ કામ કરવાનું હોય છે એવું નથી. લગ્નની કંકોતરી પહોંચાડવી, લગ્ન વખતે વરરાજાને નવડાવવો, મશાલ ઝાલવી, લગ્ન મરણનાં જમણ વખતનાં મોટાં વાસણ માંજી આપવાં, હુક્કા ભરી આપવા, ગામમાં નોતરાં આપી આવવાં, અને કોઈ કોઈ જગ્યાએ તો કન્યા પસંદ કરી આપવાનું કામ પણ આ વાળંદને સોંપવામાં આવે છે એટલું જ નહિ, પણ વાળંદની સ્ત્રી દાયણનું કામ કરે છે. જોકે અમારા ગામમાં તો બહેનોને દાયણની મદદની જરૂર જ નથી પડતી. આમ વાળંદ એ એક આ લોકોનો બહુ

ઉપયોગી હોય છે. એમ છતાં અમારા ગામવાળા એને ગામમાં નથી રહેવા દેતા. એમ જ કહોને કે પેલો રહેતો નથી. ગામમાં રહે તો એને ૧૫–૨૦ દિવસને બદલે, વગર પૈસે, અઠવાડિયે અઠવાડિયે નાના મોટા બધાની હજામત કરવી પડે. અમારા ગામ ખાતે એ હજામ છે. એ હજામને માટે આ કામ બહુ ભારે કહેવાય. પણ ગામલોકો તેમ જ વાળંદ બન્ને એકબીજાને ચાલુ રીતે નભાવ્યે જાય છે. આ ઉપરાંત ગામમાં રહેવાની વાળંદની બીજી મુશ્કેલી ચોખ્ખાં છાશપાણી ગામમાંથી ન મળે એ છે. બારૈયાનાં છાશપાણીથી તો એ અભડાઈ જાય. બારૈયા કરતાંય ગંદાં છાશપાણી પાટીદાર કે બ્રાહ્મણ વાણિયાનાં હોય તો એને ખપે! બારૈયાનાં એઠાં વાસણ માંજવામાં એને બાધ નથી એ ઓછો સંયમ છે? એની મોટામાં મોટી મુશ્કેલી તો એ છે કે, બારૈયા કોમની સૂકી ગરીબાઈ વચ્ચે એ જરા સુખી હાલતમાં રહે તો આ લોકોની આંખમાં આવે. આ જ ભય લગભગ બધાં વસવાયાંને આંતરી રહ્યા લાગે છે. અને ગામના લોકોની બહાદુરી પણ કાંઈ ઓછી નથી. એક ઓડ માસરા ગામમાં રહેવા આવ્યો. એક છેડે એણે પોતાનું ઘર બાંધ્યું. ગામના લોકોએ વિરોધ કર્યો. શું કામ? માંસ મચ્છી ખાતાં ન અભડાય, ભેંસનાં છાણ મૂતરવાળા તળાવનું પાણી પીતાં ન અભડાય, એવા અમારા ગામના ભાયડા આ ઓડનું ઘર ગામની અડોઅડ હોય તો અભડાઈ જાય! મેં પૂછ્યું, કેવી રીતે? તો કહે કે એનાં હાંલ્લાં ચાટી આવેલી બિલાડી અમારાં હાંલ્લાં ચાટી જાય તો? મારું હસવું ખાળ્યું ખળાયું નહિ. અને સાચે જ એ ઓડ આજે પણ ગામથી થોડે દૂર એક ખેતરમાં અલગ પોતાનું ઘર બાંધીને રહ્યો છે અને ખેતી કરે છે. આમ ગામલોકો વસવાયાંને પજવે કે એ વસવાયાંથી પજવાય એમ છતાં, એમને વસવાયાંઓને બાર મહિને રૂા. ૧,૦૦૦નું અનાજ અગર રોકડ નાણું

વહેંચવું પડે છે. તે નીચેના આંકડા ઉપરથી જોઈ શકાશે:

| | | | |
|---|---|---|---|
| હજામને | ૩૦૦ | ભોઈને | ૭૫ |
| ગોરને | ૨૫૦ | કુંભારને | ૧૦૦ |
| સુતારને | ૧૫૦ | ફકીરને | ૨૫ |
| લુહારને | ૧૫૦ | કુલ | ૧૦૫૦ |

ગામમાં કોઈ જાતનો સંચો તો હજુ નથી આવ્યો. દૂધના સંચાવાળાએ બહુ વખત પહેલાં પ્રયત્ન કરેલો. પણ દૂધ વેચાય નહિ એ જાતની આ લોકોની રૂઢ માન્યતાએ લોકોને એની જાળમાંથી બચાવી લીધા.

અહીંનો મુખ્ય પાક ડાંગર છે, એટલે એ જ અહીંનો મુખ્ય ખોરાક કહેવાય. પહેલાં તો આ ડાંગર સૌ ખાંડણિયામાં હાથે ખાંડીને જ ખાતા. પણ હમણાં હમણાં ઉમરેઠનો સંચો એને ૧ રૂપિયામાં કળસી ડાંગર ભરડી આપે છે. એટલે ગમે ત્યાંથી રૂપિયો કાઢીને એ ડાંગર ખાંડવાની મહેનતમાંથી બચવા પ્રયત્ન કરે છે. એમ છતાં અડધોઅડધ લોકો આવો રૂપિયો કાઢી શકતા જ નથી, એટલે એ તો હજુ જૂના ખાંડણિયાને જ વળગી રહ્યા છે.

દળવાની ઘંટી તો અમારે ત્યાં હજુ સાવ જીવતી છે. ઉમરેઠની સંચાની ઘંટીનું જોર આમની ગરીબાઈ સામે ટક્કર નથી ઝીલી શકતું એટલું ગામનું ભાગ્ય કહો કે કમબખ્તી કહો, બન્ને છે.

ગામમાં પાંચમા છઠ્ઠા ભાગનાં ઘર ઉપર નળિયાંની જગ્યાએ જસતનાં પતરાં આવી ગયાં છે. અને જો આકાશમાંથી પૈસા ખરે તો તો હું કહું છું કે, આખું ગામ એ જસતનાં પતરાંથી જ ઢંકાઈ જાય એવું લોકોનું માનસ છે. જ્યાં પતરાં નથી ત્યાં પતરાં લાવવાના પૈસા નથી એમ સમજવું. આવી સ્થિતિ આ નાના ગામડામાં કેમ થઈ પડી એ હું જણાવું.

ચોમાસે શિયાળે આ ગામમાં વાંદરાંનાં ટોળેટોળાં ઊતરી પડે છે. એ વખતે ગામલોકો ખેતરમાં કામ કરતા હોય છે

અને વાંદરાં છાપરે છાપરે કૂદીને નળિયાંનો કચ્ચરઘાણ કાઢતાં હોય છે. રાત્રે ખેતરમાંથી થાકી લોથપોથ થઈને ખેડૂત ઘેર આવે ત્યારે એને એના ઘરમાંય નિરાંતે બેસવાનું ન મળે. ઘરમાં બધે પાણીની દદૂડીઓ વહેતી હોય. વરસતે વરસાદે થાક્યાપાક્યા ખેડૂતને ચૂવા કરવા ચડવું પડે એ માથાના ઘા જેવું લાગે. અને આ ચૂવા એક વખતે સમા કર્યાં પછી પતી જતું હોય તો તો ઠીક. બીજે દિવસે એથી પણ વધુ ચૂવા વાંદરાં નહિ કરી મૂકે એની શી ખાતરી? મેં મારા છાપરા ઉપર નળિયાં નાખવાનો ખૂબ આગ્રહ રાખ્યો. હવે ચોમાસાને દહાડે મને સૂતાં સૂતાં પાણી પીવાની સુંદર સગવડ મળી રહી છે! આ ઉપરાંત વરસે વરસે આટલી બધી નળિયાં તૂટતી હોવાથી ખેડૂતને નળિયાં મોંઘી પણ પડે છે. પતરાવાળાં છાપરાંમાં ત્રણ કે પાંચ મોભ સિવાય બીજું કશું ન જોઈએ. જ્યારે નળિયાંના છાપરામાં વળીઓ, સૈડણ, મોતિયું વગેરે અનેક જાતની સામગ્રી જોઈએ. પણ ત્યારે આ વાંદરાંનો કશો ઉપાય જ નહિ? ઉપાય એ કે, થોડાં વાંદરાંઓને મારી ભગાડવાં અને થોડા રખા રાખી એમને ગામમાં આવતાં શેહ ખવડાવી દેવી. પણ બીજી અનેક જાતની હિંસા કરવાવાળા આ અમારા ભાઈઓને સુખે રહેવા ન દેનારાં વાંદરાંને મારતાં કે ખેતરોના પાક વંઝેરી નાખતા રોઝને મારતાં મહાપાપ લાગી જાય એવો સંસ્કાર આડે આવે છે!

અમારા ગામમાં કુંભાર નથી એટલે આજુબાજુનાં ગામડાંના કુંભારોને અમારા ગામમાંથી રૂા. ૧૦૦નું અનાજ તથા દાણા મળે છે, કારણ ચોમાસે નળિયાંનો તોટો આવે ત્યારે એ તો લાવવી જ પડે. એ ઉપરાંત અમારે ત્યાં પિત્તળનાં થાળીવાડકાને બદલે માટીની દોબલી તથા તાવડી, અને તપેલીની જગ્યાએ હાંલ્લીની વપરાશ વધુ છે. થાળી તો મહેમાન આવે ત્યારે જ વપરાય. હુક્કાનાં કચરિયાં, પાણીનાં માટલાં તથા ઘડા

તો માટીના જ લાવવાના હોય છે. અનાજ ભરવાની કોઠી મોટે ભાગે માટીમાંથી ઘેર બનાવી લે છે. પણ કોઈક સારી સ્થિતિવાળા હોય તેઓ કુંભારને ત્યાંથી પકવેલી કોઠી પણ લાવે છે.

ભોઈ નજીકના મોરઆમલી ગામમાંથી આવી અવારનવાર કણજીનાં દાતણ નાખી જાય છે, અને બદલામાં દાણા ઉઘરાવી જાય છે. કોઈક વખતે સારે માઠે પ્રસંગે એને પાણી ભરી જવાનું કહેવામાં આવે છે.

પોર ગામમાં બે ત્રણ ફકીરનાં ઘર છે. આ લોકો ચોમાસાને દહાડે ગામલોકોને માટીની ગોળીએ લટકાવી નદી પાર કરાવે છે. બદલામાં ગામ એને ઘર દીઠ ૫–૧૦ શેર દાણા આપે છે. ‘ વસ્તી આબાદાન ’નો આશીર્વાદ આપી એ ગામમાંથી ભીખ માગી જવાનું કામ પણ કરે છે.

ગામમાં એક ઓડ છે. એનું મૂળ કામ માટીનાં મકાન બાંધવાનું. પણ અહીં એને એવું કામ મળતું નથી. કારણ, મોટા ભાગના લોકો તો પોતાનાં મકાન સગાંવહાલાં તથા આડોશીપાડોશીની મદદ લઈને હાથોહાથ જ કરી લે છે. ગામમાં બે ઘર ઈંટેરી છે. બાકીનાં બધાં મકાન માટીનાં અગર કરાંઠીનાં છે. આ રીતે ઓડનો ધંધો ચાલે એવું નથી. આથી એણે પોતાનો ધંધો ખેતી બનાવી લીધો છે. નાગડાના ગામમાં ધોબીના વાસા જેવી એની દશા થઈ છે. ખેતીમાંથી એનું ઠીક ચાલે છે. કોઈક વખતે ઘર ચણવાનું કામ મળી જાય તો એ પણ કરી આવે.

ગામમાં એક વાઘરી છે. એનો ધંધો ચોમાસે શિયાળે વાડામાં શાકભાજી તથા ચીભડાં તડબૂચ કરીને વેચવાનો છે. પણ એનો મુખ્ય ધંધો તો ભૂવાઓ સાથે રહી ડાકલું વગાડવાનો અને માતા ધુણાવવાનો છે. એ ઉપરાંત એ એક પાડો રાખે છે. ગામલોકો ભેંસને પાડો દેખાડવો હોય ત્યારે એને ત્યાં લઈ જાય છે. એનાથી પણ એને કાંઈક આવક થાય

છે. આ ઉપરાંત એ થોડી ખેતી કરે છે, કોઈ કોઈ વખતે વાછડાના સોદા કરે છે, અને હમણાં હમણાં તો થોડો વ્યાજ-વટાવ પણ એ કરવા લાગ્યો છે.

એની બૈરી ગામની ઘંટી ટાંકી આપે છે, તથા કોઈ મરી જાય છે ત્યારે છાજિયાં લેવડાવવાનું કામ કરે છે.

ગામના ખેતી સાથેના ઉદ્યોગ તરીકે કોઈ ખાસ ધંધો છે એમ ન કહી શકાય. લોકો પોતાને જરૂર પૂરતાં શેરિયાં ઉગાડી એની છાલમાંથી — ભીંડીમાંથી — દોરડાં ભાગી લે છે. વલોણું તાણવાનાં નેતરાં, કેરી વેડવાની વેડી તથા ખેરો, બળદ માટે મોરડી, અછોડા, નાથો, રાસ, શીંકીઓ, કોસ માટે વરત, ગાડા માટે નાડ, જોતર, દોર, સમાર માટે સમારિયું, વગેરે આ ભીંડીમાંથી જ બનાવવાનાં હોય છે. ખાટલાના વાણ માટે ઝીણી દોરી તથા કૂવાનું પાણી સીંચવાનું વરાડું પણ ભીંડીમાંથી જ બનાવે છે. પણ આ બધું પોતાના ઉપયોગ પૂરતું જ. વેપાર અર્થે આવો કોઈ ઉદ્યોગ ચાલતો નથી.

કાંઈ ધંધો ન હોય ત્યારે કોઈના આંબા સાચવવાનું કામ, સીમના રખા તરીકેનું કામ, લાકડાં વાઢી હેલો વેચવાનું કામ, દૂર દૂર ગામોમાં જઈ ઘાસની ગાંસડીઓ બાંધવાનું કામ, અને કોઈક વખતે થડિયાં બાળી કોલસા પાડવાનું કામ કોઈ કોઈ કરે છે. આ ઉપરાંત આજુબાજુના લાટોની મજૂરી બાકી રહી. હા, હજુ થોડું રહી ગયું. મહુડાના ઝાડની ડાળીમાંથી ડાળિયું મેળવવું, પીલુનાં પીલવાં ઝૂડી વણશિયું મેળવવું, કે કોઈક વખતે સરગવેલનાં બિયાં પિલાવી સરગવેલ કઢાવવું. પણ આ બધું એમના વાપર પૂરતું જ. એમાંથી કોઈ નાણાં નથી પેદા કરતું.

સહેજે થઈ શકે એવા ઉદ્યોગધંધામાં તો કેતકીના ઝાડને વાડ તરીકે ઉગાડવામાં આવે તો એની છાલમાંથી દોરડાં બનાવી શકાય. સીમમાં વાડ તરીકે મેંદી રોપે તો એનાં

પાંદડાંમાંથી પણ આવક થાય. સીમમાં કપાસ ઊગી શકે છે, એટલે રેંટિયાને પણ અહીં સ્વાવલંબી ધોરણ ઉપર ચલાવવાનું બની શકે. રેંટિયાના ફેલાવા માટે મેં ખૂબ પ્રયત્ન કર્યો. પહેલા દોઢ વર્ષ સુધી તો મને એમાંથી બિલકુલ ફળ ન મળ્યું. પણ પાછળથી થોડી વ્યક્તિઓએ રેંટિયો પકડ્યો. એ ઉપરથી મને આશા બેસે છે કે, હજુ વધુ પ્રયત્ન કરવામાં આવે તો રેંટિયો કાંઈક ઊંડો પેસે ખરો.

ગામમાં વસવાયાં નથી એ ગામની એક બહુ ખરાબ સ્થિતિ છે. ગામલોકને સમજાવી વસવાયાં વસાવવાનું પણ એક આવશ્યક કામ છે.

ગામનું તળાવ ખોદવાનું અને એને સુંદર પાળો બાંધવાનું તો બાકી છે જ. પણ એ ધંધો લોકલ બોર્ડ અગર સરકાર શરૂ કરે ત્યારે. આજે તો એ તળાવમાં ઢગલાબંધ નારો ઊગી નીકળે છે. એ નારો જ લોકો કાઢી નાખે તો તળાવમાં ત્રણ ચાર માસનું પાણી વધી જાય. અગર જો નારાની જગ્યાએ શિંગોડીનાં બી નાખી દીધાં હોય તો ગામને એ નકામા ચુસાઈ જતા પાણીમાંથી શિંગોડાંની આવક આવે, અને તળાવ ઊંડું થાય એટલે પાણીનો ખોટ તો ન જ પડે.

ગામમાં ચમારનાં ઘર બે છે. પણ એ મરી પરવાર્યા જેવાં છે. આજે તો એક જ રહ્યું છે. તેમાં પણ એક જ જુવાનિયો છે. એમ છતાં ગામના ઢેડ લોકો મરેલ ઢોરને ખેંચી જવામાં મદદ કરે છે, એથી ચમારની અછત જણાતી નથી. ચામડું પેલો ચમાર પાસેના નાના કુંડમાં જેવું તેવું કમાવે છે. થોડું ઘણું ઉમરેઠ જઈ વેચી આવે છે. બાકીના-માંથી કોસ, ચામડાના પટ્ટા, ઢોરના મોરડા, જોતર, નાડી વગેરે ગામને બનાવી આપે છે અને બદલામાં અનાજ મેળવે છે.

પણ ગામની મુખ્ય વસ્તી બારૈયાની છે. એને કોઈક ચોક્કસ ઉપધંધો મળવાની જરૂર છે.

૯

# ખોરાક

કોઈ પણ માણસની સાંસ્કારિક કે આર્થિક સ્થિતિનું માપ એના ખોરાક ઉપરથી પણ નીકળી શકે. સામાન્ય રીતે માસરાના લોકો સવારમાં સાંગરા — બાવટો, કોદરા અને મકાઈનું મિશ્રણ — ના રોટલા અને કઢી, દાળ અગર શાકભાજી બનાવે છે. દિવસમાં ત્રણથી ચાર વખત એમને ખાવા જોઈએ. એ વખતે પેલો સવારવાળો રોટલો અને દાળ, ને જો દાળ ન હોય તો રોટલો અને મરચું એ ખાવાના. સાંજે ખેતરેથી આવ્યા પછી પણ બટકુંક રોટલો ખાઈ લે. રાત્રે કોદરી, ખીચડી, ભૈડકું અગર દાળભાત બનાવે. ઘેર દૂઝણું હોય તો રાત્રે ઘીનો છાંટો અગર પાશેર અચ્છેર દૂધ પણ લે. પણ આ તો સામાન્ય સારી સ્થિતિવાળાની વાત કરી. મોટા ભાગના લોકોને તો ઘીનો છાંટો કે દૂધ નજરે જોવા પણ નથી મળતાં. કેટલાકને ઘેર ભેંસ હોય છતાં ઘી દૂધ કોઈક પરવ દહાડે જ ખાવા મળે. પણ છાશનો ઉપયોગ આ લોકો છૂટથી કરે છે.

શાકભાજી વધારવામાં સામાન્ય રીતે ખેતરમાંથી ઝૂડી આણેલા પીલવાનું વણશિયું અગર ડોળિયું વાપરે છે. આમાં વણશિયું ગરમ છે અને ડોળિયું વાયડું છે. રાત્રે દીવો બાળવામાં પણ મોટે ભાગે આ તેલ વપરાય છે. ચોમાસે શિયાળે આ લોકોને શાકભાજી મળી રહે છે; પણ એમાંય જો એમણે આળસ છોડી દીધી હોત તો ઘણો લાભ ઉઠાવી શકત.

આજે દોડી, કૂબી, નારો, કંટોલાં, ગલકાં, તુંબડી, ડુંગળી જેવાં શાકભાજીનો એ સહેજે લાભ ઉઠાવી શકે છે. પણ એમનાં પ્રિય શાક મને એ જ જણાયાં છેઃ ડીંટિયાં (રીંગણાં) અને લીલાં મરચાં. આ શાક એમને ખૂબ ભાવે છે, અને પાછા એ ખાય છે પણ ખૂબ જથ્થામાં. સામાન્ય રીતેય એમનાં દાળશાકમાં મરચાં મસાલો તેજ હોય છે. એમનો સૂકો ખોરાક ગળે ઉતારવામાં કેટલીક વખતે આ તીખાશ એમને મદદ કરતી હશે. પણ એ ચોપડ બહુ ઓછું વાપરી શકતા હોવાથી આ મરચાંની માઠી અસર પણ એમના ઉપર સારી પેઠે થાય છે. ખસ, દાદર, આખા શરીરે ખંજવાળ અને ફોલ્લા એ અહીંનો સામાન્ય રોગ છે. એમાં આ રૂક્ષ ખોરાક અને ગરમ પદાર્થોનો પણ હિસ્સો છે એમ હું માનું છું. પેશાબની બળતરા એ પણ અહીંનો એક રોગ છે.

મેં આંકડા મેળવ્યા છે એમાં માસરા ગામના ખાધા-ખર્ચનો આંકડો ૧૮,૫૦૦ રૂ.નો છે. એટલે ૮૭૯ માણસની વસ્તીમાં રોજનું સરેરાશ ખાધાખર્ચ ૧૧।।। પાઈ થયું. આપણને એમ થાય કે ૧૧।।। પાઈમાં એ ખાતો શું હશે? ખરેખર, એમની સ્થિતિ એવી જ છે. આજે મોટા ભાગના લોકો કોદરી અને કઢી ખાઈને દિવસો કાઢે છે. અને રોટલા કરે એમાં તો દળતી વખતે કોદરાના છીલકા પણ એ કોદરા સાથે જ દળી નાખે છે. અરે! મહુડાની મોસમમાં શેકેલાં મહુડાં ખાઈને દનિયું કાઢનારા ખેડૂતો પણ મેં જોયા છે. ઘેર મહેમાન આવ્યા હોય ત્યારે શેર બાજરી અગર ચોખા દાળ માટે કોઈ સારી સ્થિતિવાળા પાડોશીને ત્યાં દોડતા પણ મેં ઘણાને જોયા છે. ગયે વર્ષે ડાંગર કે બાવટાનો પાક બિલકુલ થયો નહોતો. એ વખતે ૧૦ શેર કોદરા માટે ઘેર ઘેર ભટકતા એક ખેડૂતનું ચિત્ર આજે પણ મારી નજર સામે ખડું થાય છે. રોટલા વિના રડતાં એનાં બાળકોનું દુઃખ હું સહન નહોતો

કરી શકતો. ત્યારે શું ખેડૂત ઉનાળાના ધોમ તાપમાં પરસેવાના રેલા નિતારીને કામ કરે છે અને ચોમાસે શિયાળે ઢીંચણ સમાણાં પાણીમાં ઠૂંઠવાતો કામ કરે છે તે આ ૧૧ાાા પાઈના સૂકા રોટલા માટે? ૧૯૩૭નું વર્ષ તદ્દન નિષ્ફળ હતું એમ છતાં ખેતી તેમ જ બીજી મજૂરીમાંથી ગામે ૨૭,૧૫૨ાા રૂ.-ની આવક કરી. એટલે જણ દીઠ રોજની સરેરાશ આવક ૧૬ પાઈની થઈ, અને આ વર્ષનું રોજનું જણ દીઠ સરેરાશ ખર્ચ ૨૩ પાઈ હતું. આમાંનો એનો લગભગ અડધો ભાગ તો મહેસૂલ, દેવાનાં વ્યાજ, ખેતીનું ખર્ચ તથા બીજાં સાચાં-ખોટાં ખર્ચોમાં ગયો. આ ૧૬ પાઈની કમાણીમાંથી કેવી ક્રૂર ખેંચતાણ ચાલતી હતી એ તો મેં મારી પોતાની નજરે જોયું છે. લણેલો પાક હજુ ખેતરના ખળામાં હોય એ પહેલાં જ શાહુકારો ડમણિયાં જોડી જોડીને ખેતરે ખેતરે ફરી વળે છે. બાજરી, તુવેર, કપાસ, દિવેલા જેવા પાકો તો બારોબાર શાહુકાર પોતાને ત્યાં જ પહોંચાડવાનો. બાકી રહ્યો બાવટો અને કોદરા. એ તો ખેડૂત માટે ખાવા રહેવા દે કે નહિ? પણ મને યાદ આવે છે: એક દિવસ હું શેરીમાંથી ચાલ્યો જતો હતો ત્યાં કાંઈક ચર્ચા સાંભળી હું ઊભો રહ્યો. નજીકના ઘરમાંથી જ અવાજ આવતો હતો, 'પૈસા ના હોય તો કોઠી ખાલી કર.' 'પણ ભાઈસાબ, કોઠી ખાલી કરું તો મારે મારાં છોકરાંછૈયાંને ખવડાવવું શું? આ ચપટી બાવટોય રહેવા ન દો તો મારે વરહ કાઢવું શી રીતે? તમારાં નાણાં કાંઈ ખોટાં છે? આવતે વરસે સારો પાક આવશે એટલે તમારાં નાણાં પહેલાં ભરી આલીશ.' 'ના, ના; એવાં બહાનાં નહિ ચાલે.' હું આ સાંભળતો સાંભળતો બારણા પાસે ગયો ત્યાં તો એક વાણિયો હાથમાં ચામડાનાં ત્રાજવાં અને દસશેરી લઈને ઊભો હતો તે નીચું ઘાલી કોઠી પાસે બેસી ગયો, કોઠીનું સાણું હાથે ઉઘાડી લીધું અને કોઠીમાંથી બાવટો સેરવી છાબડું ભરવા લાગ્યો.

ઘરની સ્ત્રી એક ખૂણામાં ભરાઈને ઊભી હતી. છોકરાં નિરાશ ચહેરે બાપનું લાચાર મોઢું જોઈ રહ્યાં હતાં; અને વાણિયો જાણે ઊભેલાં બાળકોનાં શરીરમાંથી લોહી કોતરી કાઢતો હોય તેમ, 'લાભ, લાભ, બેય, બેય,' કરતો કરતો કોઠી ખાલી કર્યે જતો હતો.

આવી હાલતમાં ખેડૂત પોતાની માનવતા ભૂલી જાય એ કેટલું સહજ છે!

મહેસૂલનો હપતો વસૂલ કરવા માટે તલાટી ગામમાં આવ્યા હોય અને રાવણિયા ખેડૂતને ઘેર એક બે ફેરા ખાઈ ગયા હોય છે, ત્યારે એનું મન કેવું ચગડોળે ચડેલું હોય છે? ખેતરમાંથી અનાજ લઈ જતી વખતે, આવેલો શાહુકાર જુદી જાતનો હતો. આજે સરકારનો હપતો ભરવા માટે ખેડૂત પૈસા માગવા ગયો છે ત્યારે એ જ શાહુકાર નવે સ્વરૂપે દીપી નીકળે છે. 'વ્યાજ પણ ભરવું નહિ અને પૈસા તો ચડ્યે ઘોડે લેવા દોડ્યા આવો છો!' 'પણ શેઠ, કાંઈ સરકારનો હપતો ખળે છે?' 'ના ખળે તો તેમાં હું શું કરું? આવજે બે દી પછી. હમણાં મારો હાથ ભીડમાં છે.' 'અરે શેઠ, તમે જાણો છો? રાવણિયો ત્રણ વખત આંટા ખાઈ ગયો. ખેતરમાં ગયો હતો તો ત્યાં બૈરી બોલાવવા આવી. એટલે આજ તો પૈસા આલવા પડશે.' 'સારું ત્યારે કાલે આવજે. કાલ પૈસા આવવાના છે. આજ તો મારી પાસે ખોટી બદામેય નથી.' લાચાર થઈને ખેડૂત બે ગાઉ ચાલીને ચુણેલથી પાછો આવ્યો.

રાવણિયો — નારાકાકા, તમે પૈસા હવે ઝટ ભરી દો. તમારે માટે અમે તે કેટલાક ફેરા કરીએ? આ તલાટો જંપીને બેસવા નથી દેતો. એને ઝટ દઈને ડાકોર ભેગું થવું હોય તેમાં હડિયાપાટી કરાવીને પત્તર અમારી રગડી નાખે છે!

'શાભાઈ, શેઠે કાલે પૈસા આલવાનું કહ્યું છે. કાલે વહેલી સવારમાં જવાનો છું. હવે નહિ લંબાય.'

ખેડૂતને સારું ખાવાનું નથી મળતું એમાં એની ઓછી આવક ઉપરાંત એનાં મોટાં અને બિનજરૂરી ખર્ચો પણ એક કારણ છે.

એ દારૂ, અફીણ, ચા, તમાકુ તથા લગ્ન મરણનાં વધારે પડતાં ખર્ચો પાછળ, દર વર્ષે પોતાના રોટલા પાછળ ખર્ચે છે એટલાં જ બીજાં નાણાં ખર્ચી પાડે છે. એ અટકાવે તો આજે મળે છે એથી બમણો નહિ તો દોઢો રોટલો તો જરૂર એને મળે. એ જ પ્રમાણે અનાજને કેળવીને ખાવાની અવેર-શક્તિ એનામાં આવે તોપણ એના ખોરાકમાં મોટો સુધારો થઈ જાય.

આજે એ અનાજ રાંધે છે પણ એમાં સફાઈ નથી, સુઘડતા નથી, કેળવણી નથી. નહિ તો આજે એની પાસે જેટલું અનાજ છે એને પણ કાંઈક સારું કરીને એ ખાઈ શકે. આજે તો એની પાસે ધાન છે, પણ તેની ધૂળ કરીને ખાવાની આંધળી રીત એની પાસે છે.

મેં જોયું છે કે, માસરા કરતાં મોટાં ઉજળિયાત ગામોમાં રહેતા પાટીદાર ખેડૂતો કાંઈ સોના માણેક ખાંડીને નથી ખાતા; એય બાવટો અને કોદરા જ ખાય છે. પણ એ કોદરામાંથી કોદરી કરે, ઢોકળાં કરે, હાંડવો કરે; બાવટામાંથી રોટલા કરે, વડાં કરે, ઢેબરાં કરે. એ ઉપરાંત દાળ કરે, ઓસામણ કરે, ખાટિયું કરે, કઢી કરે. આમ એ છેલ્લી કોટીના ધાનને પણ કેળવીને કાંઈક ખાવા લાયક બનાવે છે. એથી એ સુખી જણાય છે. એમની પણ આર્થિક સ્થિતિ તો એવી જ હોય છે. બારૈયા બહેનોમાં હજુ એ જાતની ઉજળિયાત બહેનોની આવડત આવી નથી. એમને કોઈએ એ બતાવ્યું પણ નથી. એટલે બાવા આદમના વખતથી ચાલતા આવેલા

મોટા ચક્કર જેવા રોટલા ઘડયા કરે છે અને રોજ રોજ ખેતરમાંથી કામ કરી આવેલા થાકયાપાકયા ખેડૂત પાસે ધર્યા કરે છે. એ ખીચડી બનાવશે તો શાક નહિ હોય, અને ભાત બનાવશે તો દાળ નહિ હોય. પણ આ જાતની આવડત કાંઈ કેળવણી વિના મળે? કેળવણીને નામે તો ગામડામાં મીંડુ છે. નાનો છોકરો કે છોડી જરાક સમજણાં અને હરી ફરી શકે એવાં થયાં કે તુરત એમને માટે ઢોરો ચારવા જવાનું કામ નક્કી થયેલું જ હોય છે. ત્યાં નાના મોટા અને સારા બૂરાના સહવાસમાં ન બોલવાનું અને ન ચાલવાનું એ શીખે છે. કેમ ખાવું, કેમ પીવું, કેમ બોલવું, કેમ બેસવું, એ કશાનું એમને ભાન નથી હોતું. અને હોય પણ કયાંથી? એમની નિશાળ કહો કે ઘર કહો, જે કહો તે ઘર અને સીમ. પણ એ ઘરમાં તો એને ઊંધું જ શીખવા મળે છે. મા બાપને ભાંડતી હોય છે તો બાપ માને ભાંડતો હોય છે. બાપ જ એઠે માંડેલો લોટો ગોળામાં બોળતો હોય ત્યાં છોકરાં એથી શું વધારે સારું શીખે? આવી ગામડાના ખેડૂતની હાલત છે. એને સુખી કરવો હોય તો એની રહેણીકરણી સુધરે એવી તાલીમ આપવી જોઈએ અને એ તાલીમ આપવા માટે સેવાભાવી ભાઈઓ તેમ જ બહેનોએ આવાં ગંદાં ગામડાંઓમાં જઈને બેસી જવું જોઈએ. આ ફેરફાર માત્ર વાતો, લેખો કે ભાષણોથી નથી થવાનો, પણ સેવકોના અનુકરણ કરી શકાય એવા આચરણથી જ થવાનો છે.

પણ માની લો કે એનું ખોટું ખર્ચ બધું અટકી ગયું. તોય એની ખેતીની બચત એક આનાથી આગળ નથી વધતી. ત્યારે શું આ એક આનો માણસના પોષણ માટે પૂરતો છે?

એટલે જ્યાં સુધી ખેડૂત પેટ ભરીને ખાતો નથી થયો ત્યાં સુધી એને, તું સુધરી જા અને સુખી થઈ જઈશ, એવી વાતો કરવી એ મને વધારેપડતી લાગે છે.

ખેડૂતને જો પોતાની કમાયેલી રોટી પોતે ખાતો કરવો હોય તો પહેલી જરૂરની વસ્તુ એ છે કે એની અનેકવિધ ચાલી રહેલી લૂંટ અટકાવવી જોઈએ. આમાંની મોટામાં મોટી લૂંટ શેઠ શાહુકારોની છે, દેવાના ડુંગરોની છે, અને એ બધામાં ભાગીદારી પડાવે એવાં એનાં નિરક્ષરતા અને અજ્ઞાન છે. આ બન્નેનો ઉપાય, ધારે તો, રાજ્ય સહેજે કરી શકે એમ છે.

# ૧૦

## કેળવણી

હું ગામમાં રહેવા ગયો અને મારે ત્યાં થોડા છોકરાઓ શીખવા આવવા લાગ્યા, એટલામાં તો મને માસ્તરનું બિરુદ મળી ગયું. હું ગામમાં જ્યાં નીકળું ત્યાં લોકો મને માસ્તર નામથી સંબોધવા લાગ્યા. પણ આ સંબોધનથી મને આનંદ થવાને બદલે અકળામણ થવા લાગી. મને થયું કે, આ કલંકવાળું નામ તો મારે ન જ જોઈએ. કોઈને ઘેર જાઉં કે તુરત મા કે બાપ પોતાના છોકરાને ઉદ્દેશીને બોલે, 'જો આ માસ્તર આવ્યા, તને ભણવા લઈ જવા માટે.' આ સાંભળીને છોકરો ઘરના ક્યાય ખૂણામાં ભરાઈ જાય કે હું ત્યાં બેસું કે ઊભો રહું ત્યાં સુધી એ બહાર જ ન ફરકે, અને જો કોઈ માબાપ એને બળજબરીથી બહાર ખેંચી આણે તો એ રડતો જ હોય. આટલી એ છોકરાને માસ્તરની ધાક! આવું માસ્તરપદ લેવું કોને ગમે? મેં માસ્તર શબ્દનો સખત વિરોધ કર્યો અને થોડા વખતમાં જ લોકો મને મારા નામથી જ બોલાવવા લાગ્યા. છોકરાઓને પણ થોડા વખતમાં સમજાઈ ગયું કે આ માસ્તર નથી પણ બબલભાઈ છે. કારણ મારી પાસેથી માર, ગાળ કે ભય જેવું કશું એમને ન મળ્યું. મારી પાસેથી તો એમને ગીતો ગાવાનાં મળે, રમતો રમવાની મળે, તકલી કે રેંટિયો કાંતવાનો મળે, અગર તો વાર્તા સાંભળવાની મળે.

અમારા ગામમાં નિશાળ નથી. એમ છતાં માસ્તર શબ્દની ભયંકરતાથી છોકરાઓ કેટલા પરિચિત છે એ આ

પ્રસંગ જાહેર કરે છે. અને માબાપ ઉપર તો આ માસ્તરોએ એવી છાપ પાડી દીધી છે કે, માસ્તર માર મારે તો જ છોકરા સુધરે અને તો જ પારકી વિદ્યા હાથ આવે. આ માન્યતાને કારણે કેટલાક તો મને પણ કહેવા આવ્યા કે, જો મારા છોકરાને ન આવડે તો તમે મારજો.

વર્ષો પહેલાં માસરામાં લોકલ બોર્ડ તરફથી એક નિશાળ આવી હતી. પણ વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી જવાથી એ નીકળી ગઈ હતી. ત્યાર બાદ ગામના કેટલાક ઉત્સાહી લોકોએ એકાદ ખાનગી માસ્તરને અમુક વર્ષો સુધી નભાવ્યો. આમ ગામમાંથી ૧૫-૨૦ જણ સહી કરી શકે અગર કાંઈક વાંચી શકે એવા થયા. પણ છેવટે એ માસ્તર પણ ગયો. કેટલાક ભાઈઓ પાસેથી એ માસ્તરની સોટીના ચમકારાની કથા મને આજે પણ સાંભળવા મળે છે. છેલ્લાં સાતેક વર્ષથી તો ગામમાં ભણવાને નામે મીંડું જ છે. ગાઉ સવા ગાઉ દૂર ખીજલપુર ગામ છે ત્યાં લોકલ બોર્ડની નિશાળ છે. પણ એટલે દૂર નાનાં છોકરાં અને ખાસ કરીને બારિયા કોમનાં છોકરાં ભણવા જાય એ આજની સ્થિતિમાં લગભગ અશક્યવત્ છે. કારણ, એમને ભણવાની એટલી બધી તમા જ હોતી નથી. કોઈક કોઈક વખતે વાણિયાની લૂંટથી ત્રાસી બાપને છોકરાને ભણાવવાનો ઉત્સાહ થઈ આવે. પણ રોજ ઢોર ચારી આવતા છોકરાનું કામ આ ઉત્સાહને મોળો પાડી દે છે. જો ગામમાં જ નિશાળ હોય તો કદાચ આ ઉત્સાહ આટલી ઝડપથી ન માર્યો જાય. નિશાળ સ્થપાવા ઉપરાંત માબાપના મનમાં ભણતરનું મહત્ત્વ ઠસાવવું એ પણ એક બહુ જરૂરી વસ્તુ છે. નહિ તો એક નજીવી મજૂરીના મોહમાં એ છોકરાને નિશાળેથી ઉઠાડી લે છે.

ભણતરમાંથી છોકરો એક આનાની પણ રોકડી કમાણી લાવતો હોય તો માબાપ કેળવણી તરફ સહેજે આકર્ષાવાનાં.

પણ આજની કેળવણીમાંથી છોકરો પાઈનો પણ દેખીતો લાભ તો નથી લાવતો જ, પણ ખેતર કે મજૂરીના કામ તરફ એક જાતની સૂગ કેળવે છે, એ માબાપને કદી પોષાવાનું નથી.

ગામડાની નિશાળનો સમય ઋતુ પ્રમાણે બદલવો જોઈએ એટલું જ નહિ, પણ એની રજાઓ પણ પાકની મોસમને અનુરૂપ થાય એ પ્રમાણે ગોઠવાવી જોઈએ. છોકરો થોડો પણ બાપને ઉપયોગી થાય એવી સગવડ કરી આપવી જોઈએ. આજે ખેડૂત દાતરડાનો હાથો તૂટી ગયો હોય તોપણ ઓભાઈ મરે છે. ખેડૂતના દીકરાની આવી પરાવલંબી દશા આપણે ટાળવી જ જોઈએ. દાતરડું કાકરતાં, હળ શેવું ચરાળ કરતાં, કુહાડા કે કોદાળાનો હાથો બેસાડતાં, ખાટલાનું સાલ બેસાડતાં, કમાડનું ચણિયારું ચડાવતાં, ઘંટીનો ખીલડો સુધારતાં — આવી આવી રોજના જીવનને ઉપયોગી હોય એવી બાબતો શીખવવી એ હું ખેડૂતનાં છોકરાં માટે આવશ્યક તાલીમ માનું છું. છોકરો 'મા, ચા પા' વાંચે કે ગજરા-મારુની વાત વાંચતો થાય, એમાં કાંઈ કેળવણી ન આવી ગઈ. એ નિશાળે ગયો છતાં એનો હુક્કો તો કાયમ રહ્યો. એ નિશાળે ગયો છતાં એનાં કપડાં તો એવાં જ મેલાં રહ્યાં; મોઢામાંથી ભાષા તો એવી જ મેલી નીકળતી રહી. હા, એ હોટેલ અને હેર કટિંગ સલૂન તરફ આકર્ષાયો, છાપાની કચરા જેવી જાહેરખબરો વાંચતો થયો. આને કેળવણી કહીશું? એને કેળવણી કહેવી હોય તોયે સુધારાની નહિ પણ બગાડાની કહેવી જોઈએ.

આજે ગામડાંને અક્ષરજ્ઞાનની પણ એટલી જ જરૂર છે, પણ એ ગામડાના જીવનમાં ઉપયોગી થઈ પડે એ રીતે અપાવું જોઈએ. ગામડાના વિદ્યાર્થીને વાંચતાં લખતાં તથા હિસાબ ગણતાં આવડવું જોઈએ, પણ એ હિસાબ પણ ગામડાના ઘરના હોવા જોઈએ. એને નામાનું સામાન્ય જ્ઞાન

હોવું જોઈએ, જેથી વાણિયો એની આંખમાં આંગળી ઘાલીને છેતરી જાય છે એ ન બનવા પામે. આવી ગામડાની શાળા ત્રણથી ચાર કલાક કરતાં વધારે તો ન જ ચાલવી જોઈએ.

આમાંનું કેટલુંક કામ તો વ્યવસ્થિત રાત્રિશાળા દ્વારા પણ થઈ શકે; પણ સાવ નાનાં બાળકોને રાત્રિશાળા કરતાં દિવસની શાળા વધુ અનુકૂળ પડે છે.

શાળા ઉપરાંતના સમયમાં બાળકને રેંટિયો તકલી કે એવો જ બીજો કોઈ ધંધો શીખવવો જોઈએ. ખેતીમાં ફળ ફૂલ ઝાડ ઉછેરવાં, શાકભાજી કરવી, આ બધામાં બાળકને ખૂબ રસ પડે છે. આવાં કામો કરતાં કરતાં એમનામાં સૌન્દર્ય માટે પ્રેમ, વ્યવસ્થિતતા માટે પ્રેમ, નિયમિતતાનો આગ્રહ — આવા ઉમદા ગુણો ખીલવી શકાય છે એટલું જ નહિ, પણ પ્રાથમિક ગણિત તેમ જ સામાન્ય જ્ઞાનની બીજી અનેક વાતો આના સંબંધમાં કહી શકાય.

વિદ્યાર્થીને અક્ષરજ્ઞાન તો આપણે આપીએ જ. પણ ખરું મહત્ત્વનું જ્ઞાન તો એમને સ્વચ્છ રહેતાં શીખવવાનું, ગાળો ભૂલતાં શીખવવાનું, સત્ય અને નીતિના સંસ્કારો પાડવાનું, હુક્કા અને બીડી છોડાવવાનું અને ચાલુ જીવન વિષેની કલ્પના ફેરવી નાખવાનું છે: એના જીવનમાં રાષ્ટ્રીયતા ભરી દેવાનું છે. આ કામ તો એમના તરફના પ્રેમ અને લાગણીથી ઊભરાતા વર્તનથી અને શિક્ષક તેમ જ માબાપના ચારિત્ર્યથી જ થઈ શકવાનું.

વિદ્યાર્થી એટલે એની સાથે માત્ર નિશાળ પૂરતો જ સંબંધ, પગાર પૂરતો જ સંબંધ, એ જાતની આજકાલ રૂઢ થઈ ગયેલી માન્યતા બદલી નાખવી પડશે. શિક્ષકે વિદ્યાર્થીના ઘર સાથેનો પરિચય વધારવો પડશે, એનાં માબાપ સાથે હળવું મળવું પડશે, એટલું જ નહિ, પણ એમના આખા જીવનમાં ઊતરવું પડશે. એ કેમ ખાય છે?

શું ખાય છે? એને ખાખી કપડાનો અને પોલીસની નેતરની સોટીનો કેમ મોહ છે? એ દારૂ તરફ અને મારામારીના વમળમાં કેમ તણાઈ જાય છે? એ જાસાચિઠ્ઠીનો ભોગ કેમ થઈ પડે છે? આ બધું શિક્ષકે જાણવું પડશે એટલું જ નહિ, પણ એનાં સાચાં કારણો શોધી એમાંથી બચવાના રસ્તા પણ સૂચવવા પડશે.

સામાન્ય રીતે ગામડાનો માસ્તર ગામના થોડા આગેવાનોના હાથનું રમકડું થઈ પડે છે. અગર તો ગામડાના અભણ લોકોને લડાવી મારવાનું કે એ પૈસાની કમાણી કરવાનું શોધતો હોય છે. પણ ગામડાનો શિક્ષક તો સ્વાર્થ વગરનો અને કોઈ પણ પક્ષથી તટસ્થ એવો બાળકોનો શિક્ષક, માબાપનો સાચો સલાહકાર અને પ્રજાનો સેવક હોવો જોઈએ.

૧૧

# જાસાચિઠ્ઠી

આ શબ્દપ્રયોગ જ પહેલો મેં માસરામાં આવીને સાંભળ્યો, પણ એ શબ્દ સાંભળું એ પહેલાં તો મને એનો પ્રયોગ જ જોવા મળ્યો. માસરામાં એને 'જાસો કર્યો' કહે છે. આમ પ્રથમ પ્રયોગ જોવા મળ્યો એટલે જાસાચિઠ્ઠી શબ્દ પ્રત્યે મને કદી વહાલ ન ઊપજ્યું.

એક દિવસ સવારમાં દાતણ વગેરેથી પરવારી, નાહી ધોઈને ઘેર આવું છું ત્યાં રસ્તામાં બે માણસ મળ્યા. એકના હાથમાં લીલાંછમ પાંદડાંવાળાં આંબાનાં થડિયાં હતાં. બીજાના હાથમાં ધારિયું હતું. મેં પૂછ્યું, 'ભાઈ, ક્યાં જાઓ છો? અને આવા વાઢેલા આંબા ક્યાંથી લાવ્યા?' પણ મને કશો જવાબ ન મળ્યો. એમના મોઢા ઉપરથી જ મને જણાઈ આવ્યું કે, કાંઈક અવનવું બનવા પામ્યું લાગે છે. મેં પ્રસંગ પારખી કાંઈ વધુ પૂછપરછ ન કરી; પણ જરા આગળ વધીને નજીકમાં રહેતા બીજા લોકોને પૂછ્યું તો જણાયું કે, એ તો ડાકોર જાય છે. મેં કહ્યું, 'કેમ?' તો કહે; 'જુઓને, બિચારાના ત્રણ વર્ષના ઉછેરેલા આંબા વાઢી નાખ્યા છે. એટલે ફરિયાદ કરવા જાય છે.' મેં પૂછ્યું, 'કોણે?' જવાબ મળ્યો, "આપણે શું જાણીએ? કહે છે કે 'જાસો' થયો છે." પછી મેં તપાસ શરૂ કરી અને શોધી કાઢ્યું કે 'જાસો' એટલે શું.

જાસાનું મૂળ સ્વરૂપ બહુ સાદું હતું અને તે આવું કાંઈક — કોઈનું અંગત વેર વાળવા માટે અમુક મુદતમાં અમુક નુકસાન કરવાની સૂચના આપતો નનામો પત્ર લખવો

તેનું નામ જાસો. પણ પાછળથી તો એમાં અનેક જાતની યુક્તિપ્રયુક્તિ અને કાવાદાવા રમાવા લાગ્યા. આજે તો એ શાસ્ત્ર બહુ જ ખીલ્યું છે.

માનો કે મારે મારા દુશ્મન ઉપર જાસાચિઠ્ઠી બાંધવી છે. તો હું મારા દુશ્મનનું ઘર નહિ બાળું, પણ મારા દુશ્મનને બીજા કોઈની સાથે બનતું ન હોય અગર થોડા દિવસ પહેલાં એની સાથે ટંટોફિસાદ થયો હોય એવાનું ઘર બાળી મૂકું, અને ક્યાંક એકાદી નનામી, ઉકેલવી પણ મુશ્કેલ પડે એવી અને અપશબ્દોથી ભરેલી ચિઠ્ઠી બાંધી દઉં. આ ચિઠ્ઠીમાં પેલા બે વચ્ચેની દુશ્મનાવટનાં કાંઈક કારણો તથા બીજી અનેક સાચી જૂઠી વાતો લખી હોય. આનું પરિણામ એ આવે કે, જેનું ઘર બળ્યું એ મારા દુશ્મનનો પાકો શત્રુ બનવાનો એટલું જ નહિ, પણ પોતાનું ઘર બળી ગયું એનો શક એ મારા દુશ્મન ઉપર જ લાવવાનો. પછી મારે તો એ બંને લડ્યા કરે, વધુ બાળાબાળી કર્યાં કરે, અગર કોર્ટ કચેરીએ ધક્કા ખાધા કરે, એ ટાંડે પેટે અને રાજી હૈયે જોયા કરવાનું અને રાજી થવાનું, અને હું માનું કે મારું ધાર્યું પાર પડ્યું છે, દુશ્મન ગોઠવેલા દાવપેચમાં બરાબર ફસાયો છે! આવી હલકી અને નિર્દય આ જાસાપદ્ધતિ છે.

આવા જાસા કરનારને પોલીસ પણ ક્યાંથી પકડે અને બીજું કોઈ પણ ક્યાંથી પકડે? આ તો મેં જાસાની બહુ આગળ વધેલી પદ્ધતિ જણાવી. પણ ઘણાખરા જાસા તો બહુ સાદા પ્રકારના હોય છે. એમાં, અમુક દિવસમાં તારી દીકરીને સાસરે વળાવી દેજે, નહિ તો જોવા જેવી થશે; અમુક દિવસમાં આટલા રૂપિયા ફલાણે ઠેકાણે મોકલાવી દેજે, નહિ તો માથું સલામત નહિ રહે;—આવું આવું લખ્યું હોય છે. આમાં કેટલીક વખત તો જેને ત્યાં રૂપિયા મૂકવાનું લખ્યું હોય એ બિચારો આમાંનું કશું જાણતો પણ ન હોય.

સરકારી ચોપડે દુશ્મનનું નામ નોંધાવી એને પોલીસ-ચોકીએ આંટા ખાતો કરવાની આ એક રીત છે. આવા જાસાના પ્રયોગોમાં ઉપર ઉપરથી સજ્જન જણાતા આગેવાનો તેમ જ ઉચ્ચ કોમના લોકો પણ ભળેલા હોય છે.

શરૂ શરૂમાં તો જાસા વિષે જાણીને મને બહુ દુ:ખ થયું. મારી પાસે જે કોઈ આવે તેને તેમ જ જ્યાં જાઉં ત્યાં આ હલકો ધંધો છોડી દેવાનું હું સમજાવતો. પણ આવી બાબતમાં કોઈ સાચું રડે જ નહિ. જાસા ગામમાં એકબીજા પ્રત્યે વેરઝેર અને દ્વેષભાવ ફેલાવે છે એટલું જ નહિ, પણ આખા ગામનું વાતાવરણ કલુષિત કરી મૂકે છે. દરેક એકબીજાથી ફફડે છે અને દરેક એકબીજા ઉપર વહેમની નજરે જુએ છે. અને આ બાળવા જાળવાના જાસા એટલા ચેપી અને નિર્દય હોય છે કે એ ચાલ્યું એટલે એને રોકવું બહુ મુશ્કેલ પડે છે.

એક વાર તો અમારા ગામમાં ત્રણ મહિનામાં છ સાત જાસા થયા. એ દિવસ પહેલાં એક જણની ઘાસની ગંજી બળી ગઈ. પછી કોઈના આંબા વઢાયા. વળી કોઈ બીજાની ગંજી બળી. ત્યાં તો એક રાત્રે એક શેરીનાં ઘરોની હારની હાર બળવા લાગી. બીજી શેરીમાં ઘરનાં નેવાંમાં કોઈ આગનો તણખો ભરાવીને ચાલી ગયું. પાંચ દિવસ પછી ખબર આવે છે કે, એક જણનું છાપરું અને ખેતીનાં બધાં સાધનો બળીને ખાખ થઈ ગયાં છે.

આ વખતે ગામનું માનસ કેવું બીકણ થઈ જાય છે! રાત પડે એટલે સ્ત્રીઓ, બાળકો અને મોટાઓ સુધ્ધાં ફફડતા હોય. આવતી સવાર સાજી સમી દેખાય તો સારું! ખાસ કરીને આ બનાવો ઉનાળામાં, હોળી આસપાસ જ્યારે લોકો નવરા હોય છે ત્યારે વધુ બનવા પામે છે. અને અંધારી રાત આ કાળાં કામો માટે વધુ અનુકૂળ મનાય છે.

આ જાસાચિઠ્ઠીઓથી માત્ર વ્યક્તિઓને જ નુકસાન પહોંચાડવામાં આવે છે એવું નથી. કોઈક વખતે એનાં પરિણામો આખા ગામને વેઠવાં પડે એવું પણ બને છે. જેમ કે, ગામના કૂવામાં ઘાસલેટ રેડી જવું, કૂવાનું થાળું તોડીને કૂવામાં ધકેલી દેવું. આવું ઘાસલેટવાળું પાણી પીને ઘણી વખત મારા ગળામાં બળતરા પેદા થતી. પણ આખા ગામ સાથે મારે પણ એ વેઠયે જ છૂટકો હતો.

એક દિવસ સવારે ઊઠીને શેરીમાં વાળવા જાઉં છું તો આખા ગામના રસ્તા ઉપર ચીભડાં તથા કાકડીના ટુકડા ટુકડા વેરાયેલા પડ્યા હતા. કોઈ જગ્યાએ કાકડીનાં તોરણો લટકતાં હતાં. થોડી વારમાં ખબર પડી કે, ગામના વાઘરીની વાડી ઉપર જાસો થયો છે. આખી વાડીના વેલા કોઈએ વાઢી નાખ્યા છે. થોડી વારમાં બીજી ખબર આવી કે, ગામના ત્રણેય કૂવાઓમાં વેલાનાં પાંદડાં તથા ચીભડાં અને કાકડીના ટુકડાના ઢગલેઢગલા તરે છે.

દરેક વખતે જાસાની ચિઠ્ઠી મુખી પાસે અને ત્યાંથી ડાકોર પોલીસ થાણે પહોંચે. કોઈ વખત ચિઠ્ઠીનાં નામોમાંથી ઉકેલી શકાય એવાં નામો ઉકેલીને લોકોને થાણે બોલાવવામાં આવે. આમાં મોટે ભાગે નિર્દોષ લોકો જ સંડોવાય છે. પોલીસ માર મારીને એમની પાસેથી સાચી બિના કઢાવવા મથે. પણ આજ સુધીમાં માસરાના જાસાઓમાંથી એકનો પણ કાંઈ ચોક્કસ તોડ પોલીસ ખાતું કાઢી શક્યું હોય એવું મારી જાણમાં નથી. અને સાચે જ આજની પદ્ધતિએ સાચો ઉકેલ આણી શકાશે કે કેમ એ એક પ્રશ્ન જ છે.

આવા જાસા સામાન્ય રીતે ગામના જ લોકો કરતા હોય છે. કોઈક વખતે પરગામના પણ કરી જાય છે. પણ મોટા ભાગના જાસા ગામમાંથી જ થતા હોય છે અને એ કામ સામાન્ય રીતે ગામના નાગા ગણાતા લોકો જ કરતા હોય છે.

રાવણિયા મુખી તેમ જ સ્થાનિક પોલીસ પણ ઘણી વખતે એમાં સંડોવાયેલી હોય છે. પછી સત્ય બિના ક્યાંથી મળે? એટલું જ નહિ પણ કોઈ ભલતાને જ આનો ભોગ બનાવી દેવાના દાખલા પણ બને છે.

કેટલીક વખતે લોકો સાચી બિના જાણતા હોવા છતાં બીકના માર્યા એ વાત બહાર પાડવાની હિંમત નથી કરતા. એમાં કોઈક વખતે પોલીસનો ડર હોય છે. પણ મોટે ભાગે નાગા લોકો એનું ઘર કે ગંજી બાળી મૂકશે એવો ફફડાટ હોય છે. આમ એ મનમાં ને મનમાં સમસમીને બેસી રહે છે.

મારા ગામના ઘણા લોકોને કેટલીક વખત ગામના રાવણિયા તથા બીજા બે ચાર જણ ઉપર જાસા કરવાનો વહેમ આવતો, પણ એની વિરુદ્ધ ફરિયાદ કરવાની કોઈની હિંમત ન હતી. અંદર અંદર બબડ્યા કરે, પણ બહાર એક શબ્દ ન બોલે એટલું જ નહિ, પણ કોઈ બીજો ફરિયાદ ઉપાડે તો સાક્ષી આપવા આવતાં પણ એ ગભરાય. કહેશે, 'એ તો ઘરબાર બાળીને પાયમાલ કરી મૂકે. એના પંજામાં તો હજાર વાર આવી જવાય. તલાટી એના કબજાનો કહેવાય, મુખી એના કબજાનો કહેવાય, જમાદાર એના કબજાનો કહેવાય. એની સામે થવામાં શો સાર નીકળે? ભગવાને જે ધાર્યું હશે એ થયા કરશે.'

આવી કમનસીબ હાલતમાં ગામમાં કોઈ સામુદાયિક કામ કરવું હોય તો એ તો શાનું બને જ? પેલો પેલાને દુશ્મન ગણતો હોય અને પેલો પેલાને દુશ્મન ગણતો હોય. આખા ગામના ભલાનું કામ હોય છતાં, અમુક માણસે એ કામમાં ભાગ લીધો એટલે અમુક માણસો એનો વિરોધ જ કરવાના. બધાયને રાજી કરી શકીએ એવું તો લગભગ અશક્ય. કારણ એમના અંગત રાગદ્વેષ આખા ગામના હિતમાં પણ વિઘ્ન નાખી શકે છે.

એક રાત્રે આ જાસાની જ ચિંતા કરતો કરતો હું સૂઈ ગયો. રાત્રે બારેક વાગ્યે એકાએક અવાજ આવ્યો. મકાનની જાળીમાંથી પ્રકાશ દેખાયો. હું ઊઠીને બહાર નીકળ્યો તો ગામના વાણિયાનું અને એની બાજુનાનું મકાન સળગતું હતું. લોકો દોડાદોડી કરતા હતા, બૂમો પાડતા હતા, પાણીનાં માટલાં લાવતા હતા. હું દોડ્યો, એક સીડીથી છાપરા ઉપર ચડ્યો. વાણિયાના મકાનની હજુ પાંખ જ લાગી હતી. બાજુનું છાજનું મકાન લગભગ આખું બળી ગયું હતું. એની ઝાળ બાજુના ત્રીજા મકાનને પણ લાગી હતી. મેં છાજવાળા મકાનનું બળેલું આખું છાપરું એક જાડી વળી વડે નીચે ધસાવી પાડ્યું. છતાં આગ હોલવાઈ નહિ. પછી તો બે ત્રણ વાંસીઓ મંગાવી અને મકાનનું માટીનું કોટડું આગ ઉપર પાડી દેવડાવ્યું. આગ શાંત પડી. બાજુનું મકાન પણ થોડું તોડી પાડ્યું. વાણિયાના છાપરાની પાંખ પાણી રેડી રેડીને હોલવી પાડી. પણ આ વખતે મેં શું જોયું? લોકો બૂમો પાડે, દોડાદોડી કરે, જોયા કરે, પણ આગ હોલવવાનું કામ બહુ ઓછા કરે! એક વખત તો આગ હોલવવા જતાં બળેલા છાપરા વચ્ચે મારો પગ પડ્યો અને હું અંદર ધસી પડતો મહા મુશ્કેલીએ બચ્યો. આ જોઈને લોકોને થયું કે, આ માણસે શા માટે આટલો બધો હલ્લો મચાવ્યો હશે? એનું તો કાંઈ ઘરબર બળતું નથી! પણ આ બનાવ પછી બહુ લોકો હોલવવાના કામમાં જોડાયા એ હું જોઈ શક્યો. પણ બધું હોલવાયા પછી તો લોકોનાં ટોળેટોળાં ઊલટ્યાં. કેમ કરીને આગ લાગી? કેમ કરીને હોલવી? આમ અનેક પ્રશ્નો આવવા લાગ્યા. કોઈ આશ્ચર્ય બતાવતા, કોઈ દુઃખ પ્રદર્શિત કરતા, તો કોઈ ટીખળ પણ કરતા.

આ બનાવ પછી મને ખૂબ અકળામણ થવા લાગી. આ જાસા બંધ શી રીતે કરવા? કોણ બાળે છે એની ચોક્કસ

ખાતરી તો નહિ જ મળી શકતી. લોકોને અમુક માણસ ઉપર વહેમ પડતો, પણ જાહેર રીતે એમનું નામ આપવાની હિંમત નહોતી. જેમની ઉપર શક આવતો એ લોકો તો, 'આવું કામ કરનારા કેવા હલકા છે? માણહનો તો ઠીક પણ ઢોરનોય નિહાહો લે છે'—આવી આવી ડહાપણની વાતો કરતા. મને આ બધું જોઈને બહુ મૂંઝવણ થતી. કોઈ પણ રીતે મારે તો આ અટકાવવું હતું. એક દિવસ આખા ગામને ભેગું કરી મારા દિલમાં જેટલી વરાળ હતી એટલી ઠાલવી કાઢી, અને આવા ધંધા ન કરવા બહુ બહુ રીતે સમજાવ્યા. છેવટે લોકો પાસેથી, કોઈ એવું કરનારાને બાતમી મળે તો વાત ગામના પંચ પાસે રજૂ કરવી, એવાં વચન લીધાં અને બધા વેરાયા. ત્યાર બાદ અમુક મહિનાઓ સુધી તો આ બનાવ અટકી ગયા. પણ એ છેક જ બંધ થઈ ગયા છે એવું તો ન જ કહેવાય. હમણાં જ ઘાસની એ ગંજી બળી ગઈ. એક કૂવા ઉપરની પથ્થરની શિલાઓ તથા ભડનાં લાકડાં કૂવામાં ઉથલાવી પાડવામાં આવ્યાં. થોડા દિવસો ઉપર હરિજનોનાં ઘરો ઉપર રાત્રે ઢેખલા પડતા હતા.

જાસાચિઠ્ઠી એ નામર્દાઈનું બીજું સ્વરૂપ છે. મર્દ માણસ પોતાને જે કાંઈ અન્યાય થયો હોય એનો બદલો છડેચોક અને સામી છાતીએ ઊભો રહીને વાળે. પણ આજે પ્રજામાંથી એ તાકાત જ હરાઈ ગઈ છે, એટલે નનામા કાગળો લખીને કે કોઈનું છાનુંછૂપું બાળી નાખીને લોકો પોતાનો વેરનો બદલો વળાયો એવો સંતોષ માને છે. આનું પરિણામ એ આવે છે કે, ગામમાં અને કોમમાં ક્લેશ વધતો જાય છે, શક્તિ ઘટતી જાય છે, એટલું જ નહિ પણ કરેલાં કાળાં છુપાવવા માટે બીજાં અનેક કાળાં કરવાં પડે છે. અમલદારોની અને નાનામાં નાના સિપાઈસિપરાની પણ ખુશામત કરવી પડે છે અને તેમને લાંચ રુશવત ચાંપવી પડે છે, વિના વાંકે ખાખી કપડાથી

ફફડયા કરવું પડે છે. દિવસે દિવસે કામનું નામ બદનામ થતું જાય છે. સામાજિક કલ્યાણ કરવાની વૃત્તિ તો ગઈ જ છે, પણ એના મૂળમાં આવા બનાવોથી અંગાર ચંપાય છે.

આ સ્થિતિમાંથી ઊગરવું હોય તો પ્રજામાં કેળવણી, સાચી સમજ, અને ધર્મની ભાવના જગાડયા વિના છૂટકો નથી.

## ૧૨

# વ્યસનો

ગામડાંને એની આર્થિક સંકડામણ મારી નાખે છે એ સાચી હકીકત છે, પણ હું એમાં ઉમેરવા માગું છું કે એમનાં વ્યસનો એમને ઓછાં પાયમાલ નથી કરતાં.

માસરામાં લગભગ ૯૦૦ની વસ્તી છે, પણ ત્યાં એક અક્ષર શીખવે એવી નિશાળ નથી. આજુબાજુમાં નજીકનું એવું નિશાળવાળું ગામ નથી કે જ્યાં ગામના છોકરાઓ બારે માસ ભણવા જઈ શકે. એ જ ગામમાં દારૂનું એક પીઠું છે. આથી બૂરી બીજી કઈ સ્થિતિ હોય ? પ્રજાને ભણાવવા માટે રાજ્ય તરફથી પ્રાથમિક શાળાની પણ સગવડ નથી થઈ શકતી, જ્યારે પ્રજાને અંદર અંદર લડાવી પાયમાલ કરવા માટે દારૂનું પીઠું બારેય કલાક માટે ખુલ્લું છે ! હું ખાતરી-પૂર્વક કહું છું કે, માસરામાં દારૂનું પીઠું ન હોય તો આજે પિવાય છે એના કરતાં દારૂ ઘણો ઓછો પિવાય. કોઈ કહેશે, ખાનગી રીતે દારૂ ગાળવાનું વધશે. એ વાત વજૂદ વિનાની છે. કારણ ગેરકાયદેસર દારૂ ગાળવો એ કાંઈ એટલું સહેલું કામ નથી મનાતું; અને જે હાથે ગાળવાવાળા છે એ તો આજે પીઠાં છે છતાં ખાનગી રીતે પોતાનું કામ કર્યા કરે છે. દારૂ અટકાવવા માટે પીઠાં ચલાવવાં એ સાચો રસ્તો નથી. પણ દારૂ પીનારનાં માનસ ફેરવવાં એ એનો ઉપાય છે. સમજૂતી ઉપરાંત નાતજાતનાં પંચોનું નૈતિક દબાણ તથા સરકારી તકેદારીનો પણ એમાં ઉપયોગ કરી શકાય. આજે તો રોજ પીતા ન હોય એવા પણ પૈસા હાથમાં આવે ત્યારે પીઠું દેખીને પીઠા તરફ દોડે છે. કારણ એમાં એ છે કે, દારૂ

પીવાની કાયદેસરની—સરકારે આપેલી—છૂટ છે. એને સરકારે આપેલો હક એ શા માટે ખોઈ નાખે?

વેચાતા દારૂ પાછળ માસરા ગામ વર્ષે દહાડે ૧૫૦ રૂપિયા ખર્ચે છે. પણ આપણે જો એ ખર્ચનો સાચો અંદાજ કાઢીએ તો જુદો જ નીકળે. કારણ કે દારૂ પાછળ એણે જેટલા પૈસા ખરચ્યા એટલા તો ખર્ચાઈ જ ગયા. હવે એની પાસે ખેતી વગેરે માટે જોઈતાં નાણાંની જોગવાઈ રહી નહિ એટલું જ નહિ, પણ ખેતીના ધંધામાં એ જીવ દઈને કામ પણ નથી કરી શકતો. દારૂની મસ્તીમાં કાંઈક નાગાઈ કે તોફાન કરીને એ કોર્ટકચેરીનું નવું ખર્ચ ઉમેરે છે એ વધારામાં. દારૂથી માણસની નૈતિક ભાવના અને માનસિક શક્તિ તો ક્ષીણ થાય જ છે, પણ સમાજમાં એ એની શાખ પણ ગુમાવતો જાય છે.

આમ છતાં પુખ્ત ઉંમરના લોકોમાંથી કદી દારૂ નહિ પીધો હોય એવો અમારા ગામમાંથી એક પણ પુરુષ કાઢવો હોય તો મુશ્કેલી પડે. એટલું જ નહિ પણ અમુક અમુક વખતે તો દારૂ પીવો એ કેટલાક લોકોમાં સ્વાભાવિક ગણાય. જેમ કે, હોળીનો ઉત્સવ હોય, ઘેર લગ્ન હોય, માતાનો રથ નીકળતો હોય, માનતા થતી હોય, અગર તો સરખે સરખા મહેમાન ઘેર આવ્યા હોય, તો દારૂના પ્યાલા ઊડે જ. કેટલીક વખત તો આપણે ધારીએ નહિ એવા માણસો પણ આ સેતાનની જાળમાં ફસાયેલા હોય છે. ગયા હોળી-ઉત્સવ વખતે મેં જોયું કે, જેમને હું ધારતો હતો કે કદી દારૂ ન પીએ એવા પણ દારૂ પીને ભાન ભૂલ્યા હતા. એવો એક જુવાનિયો તો મારા ઘર પાછળની ખાતરની ખાણમાં પડ્યો આળોટતો હતો અને જે નજીકમાંથી પસાર થતું એને ગાળો દેતો હતો. મેં જોયું કે એને એની જાતનું બિલકુલ ભાન ન હતું. શરૂઆતમાં તો હું એની પાસે જતાં ગભરાયો. પણ

મેં સાંભળ્યું હતું કે દારૂડિયામાં શરીરનો કાબૂ નથી રહેતો, એટલે હું તો હિંમત ધરીને એની પાસે ગયો. એ ગાળો દેતો દેતો સામે આવતો હતો. મેં એના હાથનું કાંડું મરડીને પકડ્યો અને ધક્કા દઈ દઈ એના ઘર સુધી હડસેલ્યો. વચ્ચે બીજો એક ભાઈ મારી મદદે આવ્યો એટલે કામ સરળ બન્યું. આવી સ્થિતિમાં એની મા તથા બહેન રડતાં હતાં. બાપ ખેતરમાં હતો. બાપને ખબર પડે તો ખૂબ માર પડે એવું હતું. એથી માબહેન રડતાં રડતાં કહે કે, તમે એના બાપને ન કહેશો. પણ આ ગાંડો થઈ ગયો છે તેનું શું કરવું? મેં કહ્યું, તમે બધાં તમારાં કામકાજે વળગો ને એને આ ઓરડામાં પૂરી સાંકળ મારી દો, એટલે એ ડાહ્યો થઈ જશે. ઓરડામાં બંધ કરતાં કરતાં તો એણે ખૂબ તોફાન કરી મૂક્યું. છેવટે અંદર પુરાઈને એ મોટેથી રડવા લાગ્યો! સાંજે જ્યારે એ ઊઠીને બહાર આવ્યો ત્યારે એનું મોઢું શરમમાં નીચું નમી ગયું હતું.

આ તો મેં કોઈક વખત દારૂ પીનારાની વાત કહી. પણ અવારનવાર અગર રોજ દારૂ પીનારાની વાત જુદી જાતની હોય છે. મારા ઘર પાસે એક અવારનવાર દારૂ પીવાવાળો પણ છે. એ પીને આવ્યો ત્યારે માથાનું ફાળિયું ક્યાંક પાડતો આવ્યો હતો. આંખો લાલચોળ હતી. ઘરમાં આવ્યો એટલે ઘરની સ્ત્રી તરત જાણી ગઈ કે એ પીને આવ્યો છે. એણે એને ભાંડવા માંડ્યો. થોડી વાર તો એ પડ્યો રહ્યો, પછી એકાએક ઊઠ્યો. સામી ખીંટીએ ઉપરથી લાકડી લીધી અને સ્ત્રીને ઓરડી ઝૂડે એમ ઝૂડવા મંડ્યો. ઘરમાં બીજું કોઈ હતું નહિ કે એને છોડાવે. સ્ત્રી બચાવ કરવા ગઈ, પણ એકાદ હડસેલાથી એ પડી ગઈ. પેલાને પીઠ ઉપર મારવાથી સંતોષ નહોતો થયો એટલે હવે પગના નળા ઉપર લાકડીઓ મારી, સાથળમાં લાકડીના ગોદા માર્યા અને જેમ તેમ લવવા લાગ્યો. એટલામાં તો આડોશીપાડોશી

આવી પહોંચ્યાં. બાઈને છોડાવી અને એને થોડો માર મારી ઘરમાં પૂરી દીધો. પેલી બાઈ સાત દિવસ સુધી તો ચાલી ન શકી. એ ભાઈને ભાન આવ્યું હશે ત્યારે પસ્તાયો કે નહિ એ હું જાણતો નથી. પણ મૂછ ઊંચી રાખવા માટે બૈરીના બીજા અનેક દોષો કાઢી એને ધમકાવવાનું તો એણે ચાલુ જ રાખ્યું. ઉનાળામાં એ ભાઈસાહેબને ત્યાં ખાવાના સાંસા હતા. ચાર પાંચ દિવસે ઘરમાં તકરાર થાય. કોઈ વાર બૈરી પિયર ભાગી જાય. વળી ૧૫-૨૦ દિવસ બાદ એ જઈને બોલાવી આવે. સાથે સાથે અનાજનું એકાદ પોટલું કે એકાદ કપડું સાસરેથી લેતો આવે ત્યારે એનું ગાડું નભે.

એક વખત હું નજીકના ગામમાં રાત્રે સૂતો હતો અને ગામના ચોકમાં જ મારામારી અને બૂમાબૂમ સાંભળી. હું જાગી ગયો. બહાર વાડામાં જઈને જોઉં છું તો ધારિયાં લઈને કેટલાક લોકો લડાલડી કરી રહ્યા છે. કોઈના બોલવાનું ઠેકાણું ન હતું. કારણ એ બધાય દારૂથી તર થયેલા હતા. સવારમાં ખબર મળી કે, એકને સખત વાગ્યું છે તેથી કેટલાકને પકડવામાં આવ્યા છે. પાછળથી સાંભળવામાં આવ્યું કે બન્ને પક્ષમાંથી ચાર જણા છ છ માસની સજામાં ગયા, જેમાં બે તો ગામના આગેવાનો જ હતા.

એક દિવસ સવારમાં ઊઠ્યો ત્યારે લોકો દોડાદોડી કરતા હતા. મારા ઘર સામેના મકાનને બારણે થોડી વારમાં બે પોલીસ આવીને પહેરો ભરતા બેઠા. પછી મને ખબર પડી કે, આબકારી ઇન્સ્પેક્ટર બાતમી મેળવીને ગામની તપાસ કરવા આવ્યા છે. ઘોડા ઉપર બેસીને એમણે અમુક અમુક જગ્યાએ છાપા માર્યા. એક જગ્યાએથી અધમણેક મહુડાં નીકળ્યાં એટલે એને પકડ્યો. સાંભળ્યું કે એકાદ ખેતરમાંથી દારૂનો શીશો નીકળ્યો. એથી વધુ કશું હાથમાં ન આવ્યું. પોલીસો અને

ઇન્સ્પેકટર મહુડાવાળા એક માણસને પકડીને ચાલ્યા ગયા. પણ તે દિવસે અમારા ગામના તળાવમાં જ્યાં ત્યાં મહુડાં તરતાં હતાં, કારણ કે કેટલાકે બીકમાં ને બીકમાં મહુડાંના કોથળા તળાવમાં હાલવી દીધા હતા. પાછળથી પેલાં મહુડાં પકડાયાં એ માણસને, યાદ નથી, પણ કાંઈક ૧૦-૧૨ રૂપિયાનો દંડ થયો હતો.

અમારા ગામમાં પીઠાનો દારૂ મોટે ભાગે હરિજનો પીએ છે. આજુબાજુનાં ત્રણ ચાર ગામના હરિજનો આ ગામમાં પીઠું હોવાથી પીઠાને આશરે આવે છે. એમનામાં લગ્નપ્રસંગે કે મહેમાન આવ્યા હોય ત્યારે દારૂ અચૂક પિવાય છે. એ બધા ખ્રિસ્તી થઈ ગયેલા છે. દારૂ પીવામાં બીજાઓને શરમ હોય છે, પણ આમની તો શરમ પણ ઓછી થતી જાય છે. એનું કારણ મને એમના ધર્મ શીખવવા આવતા શિક્ષકો વગેરેની જ શિથિલતા જણાય છે.

દારૂ જેવું જ બીજું વ્યસન અહીં તમાકુનું છે. પણ આ વ્યસન એટલું સર્વવ્યાપી અને અંદર પેઠેલું છે કે એને કેમ કાઢવું એનો વિચાર કરવો પણ અઘરો થઈ પડે એવું છે. સારા સારા બ્રાહ્મણ વાણિયા, પાટીદારો અને સાધુ સંન્યાસીઓ સુધ્ધાં એની જાળમાંથી ઊગર્યા નથી. તમાકુનું સદંતર વાવેતર બંધ થઈ જાય તો આ પ્રથા ઉપર જબરી અસર થાય. પણ આજની સ્થિતિમાં એ એટલું મુશ્કેલ છે કે એ લગભગ અશક્ય જણાય છે. એમ છતાં તમાકુના પાકને વિશેષ કરના બોજા નીચે રાખવામાં આવે તો આનો વપરાશ કાંઈક ઓછો જરૂર થાય. પણ આનો સાચો ઇલાજ તો પ્રાથમિક તેમ જ પુખ્ત વયનાઓનું શિક્ષણ એ જ છે. આજે તો આસરામાં પાંચ વર્ષના બાળકને પણ તમે હુક્કો પીતો જોશો.

અહીંના લોકો હુક્કાની તમાકુમાં ગોળને બદલે મહુડાનો કાકબ નાખે છે. એમાં એક પ્રકારનો નશો હોય છે. એટલે

એ વધુ નુકસાન કરે છે. દારૂ તેમ જ તમાકુ પાછળ ગામ કેટલું ખર્ચ કરે છે એ તો આવકજાવકના પ્રકરણમાં આપી જ દીધું છે.

હુક્કો પીનારાઓમાં એકબીજાનો એઠો હુક્કો પીવાની સૂગ તો રહેતી જ નથી. આથી કોઈ કોઈ વખતે રોગ ફેલાય છે એટલું જ નહિ પણ સ્વચ્છતાનો ખ્યાલ પણ દિવસે દિવસે ભૂંસાતો જાય છે.

બીડીનો વાપર સામાન્ય રીતે આ બાજુ ઓછો છે. પણ ગામપરગામ જાય ત્યારે વાણિયાદૂણિયા એમને એક બીડીનું ખોખું આપીને વશ કરવા પ્રયત્ન કરે છે એટલું જ નહિ, પણ મેં ગામના સારા પ્રતિષ્ઠિત ગણાતા આગેવાનને વાણિયો બીડી પીતો હોય તો એની પાસેથી બાકી રહેલું અડધું ઠૂંઠું માગતા જોયા છે! આથી વધારે અધઃપાત કયો જોઈએ છે? ક્ષત્રિય કોઈની પાસે હાથ ન ધરે એવી એની ટેક. એને બદલે રસ્તે જતાં કોઈ પણ મુસાફર પાસે બીડીનું ખોખું માગવામાં એનો સંકોચ ગયો છે એટલું જ નહિ, પણ એ સામાન્ય થઈ પડ્યું છે. એ કેટલી અવદશા!

હું એમ માનતો હતો કે, ચા તો શહેરોમાં જ હશે. પણ આ ગામડામાં આવીને જોયું તો એણે અહીં પણ એનો જબરો અડ્ડો જમાવ્યો છે. મહેમાન આવે ત્યારે ચાનો પ્યાલો ધર્યા વિના કેમ ચાલે? કોઈ મોટાઈ ખાતર, કોઈ દેખાવ ખાતર, કોઈ અનિચ્છાએ તણાઈને તો કોઈ એના વ્યસનથી જકડાઈને, આમ અનેક કારણસર લોકો ચાના પાસમાં સપડાયા છે. અને ચા કાંઈ દારૂની માફક હલકી ગણાય છે? એ તો સમિતિવાળા પણ પીતા હોય! હું આવ્યો એ વખત કરતાં મારા ગામમાં ચા અડધ ઉપરાંત ઓછી થઈ ગયો હશે. એમ છતાં વરસે દહાડે રૂ. ૭૫૦ ચા પાછળ વપરાય છે; એટલા રૂપિયા છોકરાંને ઘી દૂધ ખવડાવવામાં અગર શાકભાજીના ચોપડમાં વાપર્યા હોય તો?

આવું જ એક જિદ્દી વ્યસન અફીણનું છે. એ ઝેરને આટલું બધું મહત્ત્વ શા માટે અપાયું હશે એ જ મને તો નથી સમજાતું. ગામમાં અફીણના હડહડતા બંધાણી ૨૧ છે. એ ઉપરાંત પ્રસંગોપાત્ત કસુંબો ગળાય એ વખતે તો એમાં ઘણા ભળે. એની પાછળ વર્ષ દહાડે રૂા. ૩૫૦ ખર્ચાય છે. આ વ્યસન હવે ફેલાતું અટક્યું છે. જૂના બંધાણીઓ મરી પરવારે એટલે એનો છેડો છૂટે. પણ આ અફીણને ફેલાવવામાં ભાટબારોટ તથા ભૂવાભવૈયાનો હાથ જબરો હોય છે. ખોટી ખુશામત કરી આ કોમની છાતીની કસો તોડવી એ જ એમની કમાણીનું સાધન છે. આવાં વ્યસનો દ્વારા જ એ એમની ખુશામત કરતા હોય છે. પરિણામ એ આવે છે કે, એ બધાનું અફીણ, ગાંજો, તમાકુ કે ચાનું ખર્ચ પણ છેવટે તો ભોગવવું પડે છે ગામલોકોને જ.

એક વખત ગામમાં વહીવંચો (બારોટ) આવ્યો હતો. હું એની વિધિ જોવા ગયો. ત્યાં મેં શું જોયું? એક જાડો ચોપડો લઈને વરરાજા જેવાં કપડાં પહેરીને ગાદીતકિયાને અઢેલીને બારોટ બેઠો હતો. એની એક બાજુ બે ચાંદીના હુક્કા પડ્યા હતા. બીજી બાજુ તજ, લવિંગ, ઇલાયચી, પાન વગેરેનો ડબ્બો તથા અફીણના કસુંબાથી ભરેલો વાડકો પડ્યાં હતાં. સામે અને ચારે બાજુ ગામના લોકો મોટાં ફાળિયાં બાંધી બેઠા હતા અને હુક્કાના દહૂકા બોલાવતા હતા. બારોટ બીજું કશું નહોતો બોલતો, પણ આખા ગામનો વંશવેલો વાંચતો જતો હતો. બોલવાનું બધું સંગીતમાં જ ચાલતું હતું. એના હાથે કાંતેલા સંગીતમાં મોતીસંગના મથુરસંગ અભળાવન વન—મથુરસંગના પરભાતસંગ અભળાવન વન—પરભાતસંગના જોગાજી ને ખુમાનસંગ અભળાવન વન—જોગાજીના નાથાજી ને કાળાજી ને કુંપાજી અભળાવન વન—આ જ પ્રમાણે અભળાવન વન સાથે આખા ગામની નામાવલી

ચાલ્યા કરે. બારોટને ઘેર ઘેરથી એક એક રૂપિયો મળે અ
કોઈને ત્યાં નવા બાળકનો જન્મ થયો હોય તો એની નોંધ
કરાવવા માટે બે રૂપિયા તો શું પણ ૨૫ રૂપિયાય જોડવા પડે
લોકો આવતા જાય, જતા જાય, હુક્કા કસુંબા કરતા જાય
રૂપિયા મેલતા જાય અને વાતોનાં ગપ્પાં છોલતા જાય. આ
બારોટ દસ દિવસ ગામમાં રહ્યો, ફળિયે ફળિયે બેસવા ગયો અને
રૂા. ૩૦૦) ગામમાંથી લઈ ગયો. વધારામાં દસ દિવસ સુધી રોજ
ત્રણ જણાએ લાડુ ઉડાવ્યા અને ચાપાણી કર્યાં એ વધારાનાં.

એ બારોટ વાત કહેતો હોય ત્યારે સામે એક મોટું થોથું
રાખીને એમાં જોતો જાય અને બોલતો જાય. જાણે બ
મોટો વિદ્વાન પુસ્તકમાંથી કથા ન કરતો હોય! પણ ખ
જોતાં એ મોઢેથી પોતાને ફાવે એવી વાતો જ કહેતો હતે
એમાં એક જગ્યાએ એણે એક દુહો ગાયો. એનો અર્થ એ
હતો કે, જે કાવા-કસુંબા નથી કાઢતો, ભાટબારોટને આશરે
નથી આપતો અને . . . એ માણસ જીવ્યો તોય ન જીવ્ય
બરોબર. આવો ધર્મ એમને સાંભળવા મળે છે. એ ધાર્મિ
વ્યાખ્યાનમાં લોકોને શું શું સાંભળવા નહિ મળતું હોય?

કેટલીક વખત ગામમાં બારોટ આવે ત્યારે ઝઘડા પણ
ઊભા થાય છે. એક કહે છે, મારો દાદો મોટો ભાઈ હતે
અને બીજો કહે છે, મારો દાદો મોટો ભાઈ હતો. પછી તે
જોઈ લો લડાલડી અને બોલાબોલી. આ ખોટી મોટાઈની
તકરારમાં માથાં ફોડવા સુધી પણ મામલો પહોંચે છે. આમ
અદાલત બારોટનો ચોપડો ગણાય છે. અને આ અદાલતેય
કાંઈ લાંચ રુશવતથી પર નથી હોતી!

આમ ગામડાના સુકાઈ ગયેલા જીવનમાં વ્યસનોએ વધુ
સુકવણું આણ્યું છે. પણ આ બારોટ અને ભવૈયાઓ એ
સુકવણાને ધર્મ અને રૂઢિના દોરા બાંધી આપીને ચાલી રહેલ
ચૂસને વધુ આંધળી બનાવે છે.

## ૧૩

# ગામડાના ધરમરાજા !

તમે ગામડું જોયું હશે, ગામડાની ગંદકી જોઈ હશે, ગામડાની ગરીબાઈ પણ જોઈ હશે. પણ ગામડાનો ભૂવો જોયો છે? એ પણ એક જાણવા જેવું પ્રાણી છે.

અમારા ગામના મુખીને ગાલે ગાલપચોળું થયું હતું. એની પીડાને લીધે તાવ પણ આવ્યો હતો. મેં એમને જુલાબ લેવાનું કહ્યું અને ચાલવા માંડયું. ત્યાં તો પાંચેક જણાનું એક ટોળું આવતું જણાયું. એકના હાથમાં ચલમ છે, બીજાના હાથમાં હુક્કો અને ચીપિયો છે, અને ત્રીજાના હાથમાં કાંઈક પડીકા જેવું છે. હું તો આ લંઘરને આવેલું જોઈ ત્યાં જ થોભી ગયો.

પછી તો આવેલામાંથી એકે ગજવામાંથી એક ચીંથરું કાઢયું અને એને છેડે બાંધેલા થોડા ઘઉંના દાણા છોડી જમીન ઉપર નાખ્યા. બધા એકીટસે એના સામું જોઈ રહ્યા. પેલાએ જરા હોઠ ફફડાવ્યા. પછી દાણાની એક ચપટી ભરી તે ગણ્યા અને માથું ધુણાવ્યું. બીજા એ વચ્ચે બોલી ઊઠ્યા, 'કેમ કાંઈ આવે છે?' પેલાએ ફરીથી ચપટી ભરી દાણા ગણ્યા, 'માનો ન માનો પણ ઝપટમાં આવી ગયેલ છે.' ઘરની ડોશી બોલી ઊઠી: 'ત્યારે શું કરશું, ભયા? કહો એ બાધા રાખું, પણ મારે તો એ સાજો થઈ જાય એવું કરો. એ દી ને એ રાતથી આંખે ઊંઘ નથી ભાળી.' ભૂવો કહે છે, 'એક ઘીનો દીવો કરો, પેલું પડીકું છોડો.' પડીકું છોડનારાએ લોટો પ્યાલો મંગાવ્યાં, પ્યાલામાં પાણી સાથે ખાંડ ભેળવી. મુખ્ય ભૂવાએ નાળ ઉપરના દેવતા ઉપર કાંઈક ભભરાવ્યું અને ધૂણી કરી. ધૂપની વાસ આવવા લાગી. પછી થોડી ખાંડ પણ નાખી અને તડતડાટી બોલાવી.

મુખીને તાવ ૧૦૪° લગભગ હતો. એમને ખાટલા પરથી નીચે ઉતારીને બેસાડ્યા. દરદીમાં બેસવાના પણ હોશ નહોતા. ભૂવાએ પેલો મીઠા પાણીનો પ્યાલો લઈ એને દરદીની કેડથી માથા સુધી ધીમે ધીમે ફેરવ્યો, પછી ચારેય દિશામાં થોડું થોડું પાણી છાંટયું. આ બધો વખત ભૂવાના હોઠ ફફડ્યા કરતા હતા. છેવટે બાકી વધેલું પાણી પોતે પી ગયો. આમ ત્રણ વખત કર્યું. આને પ્યાલો કર્યો એમ કહેવાય છે. પછી મુખીને સૂવાનું કહી એની ડોશીના કાનમાં કાંઈક કહ્યું. ડોશી કહે, 'સારુ ભાઈ, એ સાજો થઈ જતો હોય તો એની ભારોભાર ગોળ મહારાજે જઈને વહેંચીશ.' પછી ભૂવાએ ચલમના દમ તાણ્યા. જૂના વળગાડનાં બે ચાર ગપ્પાં માર્યાં અને બધા વેરાયા.

એ બધા ગયા પછી મેં દરદીનું શરીર તપાસ્યું તો તાવ પહેલાં કરતાં વધારે હતો, અને આટલા વખત સુધી બેસવાથી શરીરમાં ખૂબ અશક્તિ આવી ગઈ હતી.

બીજે દિવસે તો મુખીનો બીજો ગાલ ફૂલ્યો. મેં કહ્યું, 'ભાઈ, આડુંઅવળું કશું કરવા કરતાં એમને જુલાબ આપો અને ગાલે કાળીજીરી ને મીઠું વાટીને ચોપડો.'

'પણ દવા ન અપાય. નહિ તો આ તો મહારાજનું કહેવાય.'

'અરે ભાઈ, આ ક્યાં દવા પિવડાવવી છે? આ તો થોડું દિવેલ પાવાનું અને દવા તો બહાર ગાલે ચોપડવાની. એમાં શું મહારાજને થઈ જવાનું હતું!'

છેવટે એમ કર્યું. ચોથે દિવસે કાંઈક આરામ થયો. પણ મહારાજની દેરીએ સવા ત્રણ મણ ગોળ તો વહેંચાયો જ.

કોઈને તાવ આવ્યો હોય, કોઈને ગાંઠ નીકળી હોય કે કોઈને કમળો થયો હોય, તો એ બધા ભૂવાને બોલાવવાના અને ભૂવો એમનો એકાદ દોષ તો કાઢવાનો જ અને

બદલામાં માતા કે મહારાજની મેલડી કે જોગણીની કાંઈક તો બાધા રખાવવાનો જ. આમ શહેરના લોકો જેમ દાક્તર અને દવાદારૂના વહેમ પાછળ પૈસા વેરે છે, એમ આ લોકો ભૂત-ભૂવાના વહેમ પાછળ પોતાનો રોટલો વેડફી મારે છે એટલું જ નહિ, પણ પચ્ચીસ વર્ષના જુવાનજોધને પણ એક કલ્પનાની બીકથી ફફડતો બનાવે છે.

આ ભૂવાઓની એક ખૂબી એ છે કે, કોઈ પણ જગ્યાએ એ એકલો નહિ જવાનો. સાથે બીજા બે ત્રણ ટાપશી પૂરવાવાળા તો હોય જ.

ગામના ચોરામાં લોકોની ઠઠ જામી છે. એક વાઘરી ડાકલું વગાડતો વગાડતો, મોઢેથી માતાનાં અનેક સાચાં જૂઠાં વખાણ ગાઈ રહ્યો છે. પણ ભૂવાને માતા આવતી નથી. પોણો કલાક આમ ચાલ્યું, પણ ત્રણ ચાર ભૂવામાંથી કોઈ ધૂણતું નથી. એકાદો હુઉઉઉ અવાજ કાઢે છે, પણ પાછો ઠંડો પડી જાય છે. એ ત્રણ જણા એકબીજાને ખાંડના ફાકડા ભરાવે છે. એક જણ ધૂપ કરે છે અને વાઘરી વધુ ને વધુ જોસથી ડાકલું ડુગડુગાવે છે. એટલામાં માતા આવી. હુઉઉઉ હુઉઉઉ હુઉઉઉ, મુખ્ય ભૂવો બે હાથનાં આંગળાં એક બીજામાં ભરાવી ધ્રૂજતો જાય છે, ધૂણતો જાય છે અને હુઉઉઉ હુઉઉઉ કરતો જાય છે.

'તમને બધાને હું ઓળખી ગઈ છું. તમે મને બહુ પજવી છે. મારી મરજાદ તોડી નાખી છે. દીવાદીવટમાંથીય મને કાઢી નાખી છે. તમે મને છેતરવા ભેગા થયા છો, ખરું ને?'

ભૂવાના ટોળામાંથી જ એક જણ બોલે છે: 'ના રે મા! આવું શું બોલો છો! તમને છેતરીને અમારે ક્યાં જઈને રહેવું છે! દીવોદીવટ રહી ગઈ હોય તો એમાં અમારી ભૂલ થઈ હશે. મા, આજની ફેરે માફ કર. હવે તું કહે એમ કરીશું. તારી અમી નજર અમારા તરફ રાખ.'

બધા ભેગા થયેલામાં ખળભળાટ થાય છે, 'માતાબાઈ રિસાયાં છે.'

એટલામાં તો કોઈ ઘી લઈ આવ્યું અને પાંચ કોડિયાંમાં પાંચ દીવા પ્રગટાવ્યા. કોઈ ઘરડિયા ફાળિયું ઉતારી ઉતારીને, 'માબાઈ, આટલો ગનો જતો કર, હવે ભૂલ નહિ થાય,' એમ વીનવવા લાગ્યા.

પણ ભૂવો તો વધુ ને વધુ બરાડા પાડીને બોલવા લાગ્યો, 'તમે મારી આમન્યા તોડવા લાગ્યા છો. ગામને પાધર બાંધેલાં મારાં નાળિયેરનાં તોરણ ઉપર તમે નજર બગાડો છો! હું કોઈને સાજા નથી રહેવા દેવાની. મારા ધામાં આવેલા ભલભલાના મેં ભુક્કા ઉડાવી દીધા છે!'

ફરી બધા કરગરવા લાગ્યા, 'માજી, હવે એવું કોઈ દી નહિ થાય. પણ કોક એવો ગનો કરે એમાં અમે શું કરીએ? અમને કેમ કરીને ખબર પડે? તું તો અંતરજામી છે. જે એવું કરતો હોય એને જ ઊંધો પાડી દે ને!'

'હુઉઉઉ હુઉઉઉ હુઉઉઉ. હું તો આજ ચેતવણી આપું છું. મને મારાં છોકરાંને દૂભવવાં ગમતાં નથી. મારે તો તમે બધાં સરખાં છો. જુઓ, આ સોમલો. મારી સામે નજર રાખે છે,' એમ કહી ગામના વાણિયાની પીઠ પોહિયાએ (ભૂવાએ) થાબડી. અને કહ્યું, 'જા, વૈશાખ મહિના સુધીમાં તમારા બે ભાઈમાંથી એકાદાનું ઘર બંધાશે. મારો કોલ છે. પછી તને ઠીક લાગે એ કરજે.'

વાણિયો ટોપી ઉતારીને ભૂવાને પગે લાગ્યો, 'માજી, તમારી આશિષ જોઈએ. તમારો કોલ પળશે તો હું મારી શક્તિજોગું કરીશ.' (પણ એક વૈશાખને બદલે બીજો વૈશાખ પણ ચાલી ગયો, છતાં હજુ બંને ભાઈ વાંઢા જ છે.)

આટલું થયા પછી બધા ફરી કરગર્યા અને કહ્યું, 'માજી, તું આજ સુધી અમારું રક્ષણ કરતી આવી છું, એવું જ હંમેશ કરજે.'

'અરે, કોનો ભાર છે કે હું બેઠી છું ત્યાં સુધી મારાં છોકરાંઓમાંથી કોઈનો વાંકો વાળ પણ કરી શકે! ગામના ઝાંપાથી આગળ કોઈ એક ડગલું પણ ભરે તો એને ત્યાં ને ત્યાં પાડી દઉં. મેં તમારી ચોકી લીધી છે ત્યારથી, બોલો, કોઈની આંખ પણ રાતી થવા દીધી છે?'

'ના માબાઈ ના; તારી સામે કોણ ઝૂઝી શકે એવું છે?' આમ કહી બધા માથાં નમાવવા લાગ્યા.

આ પ્રસંગ યોજાયો હતો ગામમાંથી પાડા અને બકરાંના વધ અટકાવવા માટે, એટલે માબાઈને આખા ગામના પંચ તરફથી કહેવામાં આવ્યું કે, 'માબાઈ, તમને ભાદરવાની ઉજાણીના ભોગમાં બે પાડા અને એક બકરો વધેરીએ છીએ, એને બદલે હવેથી કાંઈક બ્રાહ્મણ જમાડવાનું કે એવું રાખો તો અમે તમારો પાડ માનીએ. પંચ તરફથી અમારી આટલી વિનંતી છે.'

મુખ્ય ભૂવો કહે, 'જુઓ, મારે લોહી હરામ છે.' પણ એટલામાં બીજો ભૂવો ધૂણવા લાગ્યો, 'નહિ, નહિ, એવું નહિ ચાલે, મારે તો લોહી અને દારૂ પડેલાં જોઈશે. નહિ તો ઊંધા પાડી દેવાની.'

લોકો મુખ્ય ભૂવાને કરગરવા લાગ્યા, 'માજી, તમે તો છોડયું, પણ આ તમારી નાની બૂન ક્યાં માને છે? તમે એને મનાવો તો મોટો પાડ. એ તમારા તો હાથની વાત છે.'

હા ના કરતાં મોટી માતાએ નાની બહેનને સમજાવવાનું માથે લીધું અને છેવટે બેય માતા પાસે પાંચ પાંચ બ્રાહ્મણ જમાડવાનું નક્કી થયું. માતાએ બીજી પણ કેટલીક નાની મોટી આજ્ઞાઓ સંભળાવી. બધાએ સાંભળી. ખાંડના ફાકડા ભરાયા અને પોઢિયા હળવા પડયા.

ગામમાં પ્લેગ થયો તો આ ભૂવાઓ કહેશે, 'તમે માતાની ઉજાણી બરાબર નથી ઊજવી, તેથી આ માતાનો

પરવેહ થયો છે. બધા સાથે ઉજાણી કરો અને રથ કાઢો.' એટલે એની પાછળ ૫૦–૬૦નું પાણી થાય.

ગામના ઢોરમાં ખરવારો કે એવી કોઈ બીમારી આવી તો કહેશે, 'ગામની બાઈઓએ ચોમાસાના દિવસોમાં શેરીઓમાંથી ઢોરના પોદળા ઊંચક્યા હતા માટે રોગચાળો આવ્યો છે. બધા જ મહારાજ પાસે નાળિયેર વધેરીને બબ્બે દીવા કરી આવો.'

આવી તો અનેક માગણીઓ આવે, વરસાદમાં ચાર પાંચ વખત સાદ પડાવીને આખા ગામ પાસે લાપસીની કે ગોળ-ભાતની ઉજાણીઓ કરાવરાવે એટલું જ નહિ, પણ કોઈ એકાદ બહુ પીડાયેલો દરદી હાથમાં આવ્યો તો એની પાસે માતાનું સોનાનું છત્તર કે દેરીનાં પગથિયાં પણ કરાવી લે અને કોઈની પાસે મરઘું કે બકરું પણ વધેરાવે.

એક દિવસ હું ઘરમાંથી બહાર નીકળ્યો તો શું જોયું ? છોકરાઓનું એક મોટું ટોળું. એની આગળ અમારા પાડોશી મોતીભાઈની વીસ વર્ષની દીકરી. એના માથા ઉપર એક ફૂટેલું કાળું હાંલ્લું. એમાં કૂતરાની હગાર વગેરે ભરેલું. છોડીના મોઢામાં કોઈએ ફેંકી દીધેલું ખાસડું અને એના હાથ પાછળ બાંધેલા. સાથે સાથે એનો નાનો ભાઈ ચાલતો હતો. એના હાથમાં એક નાનકડું મરઘીનું બચ્ચું હતું. આ બધું સરઘસ મારા ઘર પાછળથી કૂવા તરફ ગયું. મેં કોઈને પૂછ્યું, 'અલ્યા આ શું ?' તો કહે કે, 'ચતુરીના ડોબાને મહારાજ (શીતળા) નીકળ્યા'તા ને, તે મહારાજે જાય છે.' હું તો વિચાર કરતો ઊભો જ થઈ રહ્યો.

રાતના સાડાબાર વાગ્યા હતા. લોકોનું એક મોટું ટોળું રંગે ચડેલું હતું. છોકરાને રમવાનું નાનું લાકડાનું ગાડું હોય છે એવો એક રથ. એના ઉપર ચૂંદડી, કંકુ, ગુલાલ, એમ અનેક રીતે શણગાર સજેલા હતા. મુખ્ય ભૂવાના

હાથમાં એ રથની દોરડીનો એક છેડો હતો. એ હુઉઉઉ હુઉઉઉ હુઉઉઉ કરતો રથ ખેંચતો જતો હતો. સાથે બીજા ભૂવાઓ પણ બૂમો પાડી નાચતા હતા અને આખું ટોળું દેકારો બોલાવતું પાછળ પાછળ જતું હતું.

ગામની પશ્ચિમે જઈ રથ ઊભો રાખ્યો. ભૂવાએ રથની દોરી બીજા ભૂવાના હાથમાં આપી અને પોતે ખૂબ ધૂણ્યો ને ખૂબ નાચ્યો. પછી એ ત્રણ લાકડાં ગોઠવી હવન કરતા હોય એવું તાપણું કર્યું. એમાં ચોખા નાળિયેર તથા થોડો દારૂ રેડ્યો. પછી બધા ભૂવાઓએ એકબીજાના મોઢામાં ચાંગળું ચાંગળું દારૂ રેડ્યો. કોઈએ વધારે પણ ઢીંચ્યો.

એકાએક રથનું મોઢું ફર્યું અને આખું સરઘસ ગામ સોંસરું થઈ પૂર્વ દિશાએ આવેલી કાળકા માતા તરફ ચાલ્યું. ગામની બહેનો મધરાતે રસ્તે દર્શન કરવા આવી. કાળકા માતાએ જઈ બધા ભૂવા ખૂબ ખૂબ નાચ્યા અને હુઉઉઉ હુઉઉઉ કર્યું. છેવટે દીવા કરી નાળિયેર વધેર્યાં અને દર વખતે એક બકરું વધેરતા તેને બદલે કાંટાકોળું વધેર્યું. બધાને સુખડી વહેંચી. ત્યાર બાદ રથને દૂર દૂર એક ખેતરને શેઢે મૂકી આવી બધા પાછા ફર્યા. આને રથ કાઢ્યો કહેવાય. એટલે હવે આખા વર્ષ સુધી અમારું ગામ સહીસલામત !

ગામના લોકોમાંથી ઘણાયને બાવટાના લોટ માટે આમથી તેમ આંટા ફેરા મારવા પડે છે. ઘણાયને વાણિયાઓ અનેક રીતે ચૂસી ખાય છે અને અવારનવાર કેટલાકને પોલીસચોકીએ જઈ ઝૂડિયાં ખાવાં પડે છે. ગામમાં મહિને દહાડે એકાદ જાસાચિઠ્ઠી તો બંધાય જ : કૂવામાં ગ્રાસલેટ રેડાય, લોકોની ઘાસની ગંજીઓ કે છાપરીઓ બાળી મૂકવામાં આવે, ઊભા પાક કે લીલાછમ આંબા વાઢી નાખવામાં આવે, અને આજુ-બાજુના ગામમાં લૂંટ કે ચોરી થાય. તોય અમારા ગામ ઉપર લોકોને વહેમ આવે એવું અમારું ગામ સહીસલામત!!!

અમારા ભૂવાઓ હુક્કા પીએ, ચલમ પીએ, બીડી પીએ, ચા પીએ, કસુંબા પીએ, દારૂ પીએ, ને જે હાથ આવે તે બધું એમને ખપે એટલું જ નહિ, પણ એ જ્યાં જાય ત્યાં આ બધાનો પ્રચાર પણ કરે. અફીણ વિરુદ્ધની વાત કરો તો તમે એમના દુશ્મન. વૈદ દાક્તરની દવાની વાત કરો તો તમે એમના દુશ્મન. ભૂતભૂવાઓ છોડી રામનું નામ લેવાનું કહો તો તમે એમના દુશ્મન!

અને લોકો પણ એમનાથી એવા ફફડે કે, ભૂવા સાથે બનતું ન હોય છતાં, કોઈ માંદું સાજું થાય ત્યારે એના જ પગ ઓળસતા એ જાય અને એ જે કાંઈ બાધા માનતા રખાવે એ રાખીને પાંચ દસના ખાડામાં ઊતરે.

ગામમાં રોજ એકાદ બે પ્યાલા કરવાના તો હોય જ, અને પરગામનું કોઈ વડેમા પ્રાણી સપડાઈ પડે તો એના તો ભૂવા મહારાજ બાર જ વગાડી દે. એ પહેલાં એને શિકોતરું વળગ્યું છે કે જોગણી એની ખબર શાની પડે!

અમારે કેટલીક વખત રાત્રે જાગવું ન હોય તોય પરોઢિયાના ત્રણ ચાર વાગ્યા સુધી ડાકલાની રમઝટ અને હુઉઉઉ હુઉઉઉના અવાજો અમને જાગરણ કરાવે.

ભૂવાની સંસ્થાનું અમારે ત્યાં આવું સામ્રાજ્ય જામ્યું છે. છતાં આ બધા અંધારામાંય એકાદ બે કિરણ એવાં છે કે જે આ અંધારાને ભેદીનેય એ બધા તરફ પોતાની અશ્રદ્ધા બતાવે છે. પણ આવા લોકોને કોઈ કોઈ વખતે આ સંસ્થાની અવગણના કર્યા બદલ દંડ ભરવો પડે છે. કારણ, આ સંસ્થા મારફત ગામના નાગા લોકોનું નાગું રાજકારણ પણ ચાલતું હોય છે.

આ સંસ્થાના પાયાનો સડો જો આપણે લોકોને બતાવી શકીશું તો, મને લાગે છે કે, થોડા વખતમાં એની આખી ઇમારત ખખળી પડશે, અને ધર્મને નામે જે ધતિંગ ચાલી રહ્યું છે એનો અંત આવી જશે.

# ૧૪

## હોળી

હું માસરામાં આવ્યો ત્યાર પછી પંદર દિવસે હોળી આવી. હોળી એટલે બારૈયા કોમનો મહોત્સવ. એ ઉત્સવને એમણે જેટલો બગાડી શકાય એટલો બગાડ્યો છે. એમ કહી શકાય કે, એ વખતે એમને એક પ્રકારનું ગાંડપણ આવે છે. ગલીચ ભાષા વાપરવી, કાદવ અને છાણના લોચા ઉડાડવા, લડવું ઝઘડવું, મારામારી કરવી, એટલું જ નહિ પણ જૂનાં વેર વાળવાં, એ બધું આ ઉત્સવ પ્રસંગે સધાય. અને આ બધું કરવામાં કાંઈ કેચ ઊણપ આવી જાય તે ટાળવા માટે જાણે સરકારે ગામમાં દારૂનું પીઠું ગોઠવ્યું છે. કોર્ટ કચેરીઓ વેરઝેર વધારી આપે, ગરીબાઈનો ક્લેશ કંકાસ અને અસંતોષ જગાડે, હોળી-ઉત્સવ ગાંડા બનાવે અને તેમાં ખૂટતું હોય તે આ દારૂનું પીઠું પૂરું પાડે. પછી અગ્નિમાં ઘી હોમાયા જેવું જ થાય ને! આવી રીતે ભભૂકેલા અગ્નિને કબજે રાખવા માટે સરકાર હોળીને દહાડે કેટલાંક ગામોમાં પોલીસ ગોઠવે છે, અગર તો આગેવાનો પાસે તોફાન ન થવા દેવાના હાથમુચરકા લે છે. આનું પરિણામ શું આવે છે? ખુશામત, લાંચરુશવત અને છૂપા જાસા.

હોળીનો આખો દિવસ ગામમાં છાણમૂતર અને કાદવ-કીચડ ઊડે, પણ રાત પડે એ પહેલાં બધો દેખાવ ફરી જાય છે. હવે તો સૌ કોઈએ નવાં કપડાં પહેરેલાં દેખાય છે. સ્ત્રીઓએ નવા સાલ્લા ઓઢ્યા છે, પુરુષોએ નવાં ફાળિયાં બાંધ્યાં છે. જુવાનિયાઓમાં પણ કોઈએ પોલીસનું અનુકરણ

કરવા જતો ખાખી કોટ તથા ફૂંછાંવાળી ઊભી ટોપી ઘાલી છે. કોઈએ વળી વિચિત્ર રંગની ચડ્ડી પહેરી છે. દરેકે કેડે ભેટનું ફાળિયું વીંટયું છે. ઘણા પુરુષોના હાથમાં એક એક ધારિયું છે. કોઈના હાથમાં તરવાર તો કોઈના હાથમાં ભાલો છે. અને દરેકના બીજા હાથમાં બાજરીનો એક એક પૂળો છે. કોઈ કોઈએ તો દારૂ પણ ઢીંચ્યો છે. ફરી પાછા ઘેર અવાય કે નયે અવાય એમ માનીને સૌ મિષ્ટાન્ન જમીને જ આજે ઘરમાંથી બહાર નીકળ્યા છે.

એક બાજુ ભાઈઓનો સમુદાય ટોળે વળી હી હી કરી એક એક ફૂટ ઊછળે છે; બીજી બાજુ બહેનો એમના પહાડી સૂરે ગીતો ગાઈ આખા ગામને ગજાવી મૂકે છે. સમય થયો એટલે આ આખું સરઘસ ગામની ભાગોળે જવા લાગ્યું. આ આખું દૃશ્ય જાણે કોઈ ગામ ઉપર ધાડ પાડવા માટે આખો સમુદાય ઊલટચો હોય એવું જણાતું હતું. જતાં જતાં હોકારા કરતા પુરુષો એવા કૂદકા મારતા હતા કે આપણને એમ જ થાય કે હમણાં એકાદો ચકચકતા ધારિયાથી વઢાઈ જશે. અને ખરેખર, જૂનાં વેર વાળવા માટે આ લોકો આવી જ તક સાધે છે.

આમ બૂમો પાડતા પાડતા સૌ ગામને સીમાડે ગયા. ત્યાં કાંટા, ઝાડ, ઝરડાં, લાકડાં વગેરે ભેગું કરી એક મોટી હોળી ગોઠવી હતી. અહીં લોકો જેટલું નચાય એટલું નાચ્યા, જેટલું બરાડાય એટલું બરાડ્યા. છેવટે ગોર મહારાજે ગામના મુખી પાસે પૂજા કરાવી અને હોળી પ્રગટાવી. પછી તો પેલો હાથ માંહેનો પૂળો ચેતાવી ચેતાવીને સૌ પોતપોતાની ફળીની હોળી પહેલી પ્રગટાવવા માટે દોટ મૂકવા લાગ્યા.

હોળી પહેલાં ૮–૧૦ દિવસે માસરા ગામના આગેવાનોને ડાકોર બોલાવીને હાથમુચરકા લીધા હતા. એથી આ વર્ષે પોલીસ નહોતી આવી. ગામમાં બહુ વર્ષથી ગામનો ઉગમણો

અને આથમણો એવા બે ભાગ પડી ગયા હતા. તેમાં આગલે વર્ષે હોળી વખતે કાંઈક ઝઘડો થયો. આથી મૂળ એક હોળી સળગતી એને બદલે આ વર્ષે એક ભાગના લોકોએ પોતાની હોળી જુદી કરી. તોફાન થતું અટકે એ માટે આ પગલું સારું હતું. પણ તોફાન કરવાનું જ નક્કી થયું હોય એ શી રીતે અટકે? નવી હોળી પહેલી પ્રગટી એટલે બહાનું મળ્યું કે, 'એ નવું તાપણું પહેલું શાનું સળગે? ગોરે શા માટે પહેલી પૂજા ત્યાં કરાવી? અમે એને વાઢી નાખીએ. મુખી શા માટે નાળિયેર હોમવા ત્યાં પહેલો ગયો? અમે ફોજદારી કરીશું. અમારે હોળી નથી સળગાવવી.' પછી તો ચાલી બોલાબોલી અને ગાળાગાળી. મને થયું કે જરૂર આમાંથી કાંઈક અનિષ્ટ થશે. હું ત્યાં ગયો. એ વખતે મને ખબર નહિ કે આ બધા પીને લવતા હશે. મેં એમને ખૂબ સમજાવ્યા અને કહ્યું કે, 'તમે જો આજે હોળી નહિ પ્રગટાવો તો કાલે પોલીસ આવીને હોળી સળગાવશે. તમારી ઇચ્છા હશે કે નહિ હોય છતાં તમને દૂર ઊભા રાખીને હોળીને ફૂંકી મારશે. એના કરતાં તમારો કજિયો તમે પતાવી લો. હવે પછીથી બન્ને હોળીઓ સાથે પ્રગટાવવાનું રાખજો. નકામા પૈસા પાણીમાં નાખવા અને આબરૂના કાંકરા કરવા શા માટે કોર્ટે ચડો છો?' આ વાત મોટા ભાગના લોકોને ગળે ઊતરી. થોડી વધુ ચર્ચા બાદ રાતના બાર વાગ્યે મોડી મોડી હોળી પ્રગટી. આમ છેવટે નિર્વિઘ્ને ગામમાં શાંતિ સ્થપાઈ અને મારા મનમાં પણ શાંતિ સ્થપાઈ. પણ આ પ્રસંગથી બે પક્ષ વચ્ચે કાંઈક કડવાશ વધી. સમય જતાં એ કડવાશ ઘસાઈ ભૂંસાઈ જાય છે. પણ ફરી કોઈક કોઈક પ્રસંગે જાગી પણ ઊઠે છે. આવા પ્રસંગોની બોલાચાલી કે વેરઝેરમાંથી છેવટે જાસા થાય.

આ હોળીના દિવસોનું એક મીઠું સ્મરણ પણ મને યાદ છે. એક વખત હું કોઈને ઘેર બેસવા ગયો હતો. હોળી-

ઉત્સવ ગયા પછીની આ વાત છે. ૮–૧૦ મોટેરા બેઠા હતા. મને બેસાડ્યો. થોડી વાતચીત થઈ. પછી વાતમાં ને વાતમાં એક વૃદ્ધે બીજાને કહ્યું, 'આજે બધા ભેગા થયા છે તે કાંઈક ગળ્યું મોઢું તો કરાવો.' બધાએ એમાં ટાપશી પૂરી અને છેવટે બે જણ મળી સવાશેર ખજૂર લાવ્યા. બધાને બબ્બે ત્રણ ત્રણ પેશીઓ વહેંચી. મને પણ આપી. બધા આડી અવળી, ગંભીર, ગમ્મતની બધી જાતની વાતો કરતા હતા. પાએક કલાક પછી એક વૃદ્ધ મને કહે છે, 'શેષ લાવો.' મેં કહ્યું, 'શેષ શાની ?' 'કેમ ખજૂર આપણે વહેંચી ખાધું ને!' એટલામાં તો ત્યાં બેઠા હતા એ બધાએ એક એક ખજૂર અગર તો થોડો પણ ખજૂરનો કકડો સંતાડી રાખ્યો હતો એ પેલા માગનાર ભાઈ પાસે ધર્યો. મારી પાસે તો કશું બાકી હતું નહિ, એટલે કાયદેસર રીતે મારે રાા શેર ખજૂર લાવી બધાને ખવડાવવું જોઈએ. પણ મારા જેવા ઉપર આવો કાયદો એ લોકો શાના લાગુ પાડે ? એટલામાં બીજા બે ત્રણ ભાઈઓ ત્યાં બેસવા આવતા જણાયા. બધાએ સંકેત પ્રમાણે એ વાત છુપાવી દીધી અને નવા આવેલાઓને ખજૂર વહેંચ્યું. દસેક મિનિટ પછી એમની પાસેથી શેષ માગવામાં આવી. એમાંના બેએ તો છુપાવેલી શેષ આગળ ધરી, પણ એક ભાઈ શેષ રાખવાનું ભૂલી ગયેલા એટલે એમને રાા શેર ખજૂર લાવવું પડ્યું. અને ફરી પાછું એ બધા વચ્ચે વહેંચાયું.

આ પ્રથા આ બાજુના બધા લોકો જાણતા હોય છે એટલું જ નહિ, પણ એને માટે હોળી આજુબાજુના બે ત્રણ મહિના નક્કી કરવામાં આવ્યા હોય છે, અને આમ બે મહિના પહેલાં ખવડાવેલી ચીજની શેષની માગણી પણ થઈ શકે; નહિ તો બમણી લાવી આપવી જોઈએ. ગમ્મત કરવાની આ નવી પદ્ધતિ મને ખૂબ ગમી. અંગ્રેજ લોકોની 'April fool' ને મળતી આ ગમ્મત છે.

## ૧૫

# કેટલાક પ્રસંગો

ગામમાં રહેતો થયો તે દરમ્યાનના સુખદુઃખના પ્રસંગો તો અનેક છે. પણ તે બધા અહીં કહેતાં પાર ન આવે. કેટલાંક શબ્દચિત્રો આપવા પૂરતું જ અહીં યોગ્ય ગણાય.

### ૧

### ઘરકંકાસ

હું ખેતરમાંથી આવીને કમાડની સાંકળ ઉઘાડું છું, એવામાં મારા ઘર પછવાડે કાંઈક બોલાબોલી અને પાછળથી મારામારી થતી સંભળાઈ. હું કમાડ ન ઉઘાડતાં સીધો પાછળની શેરીમાં ગયો. તો એક ભાઈ લોઢાની કોશ વતી ભડૂસ ભડૂસ એની બૈરીના બરડા ઉપર ઘા કરે છે. આજુબાજુ કેટલીક બહેનો અને છોકરાઓ ટોળે વળ્યાં હતાં, પણ કોઈ એ બાઈને બચાવવા નહોતું જતું. હું તો આશ્ચર્ય સાથે દોડતો ગયો અને કોશ એના હાથમાંથી ખેંચી લીધી. મારનાર મારા સામું જોઈ જરા છોભીલો પડી ગયો. પણ પોતાનો બચાવ કરવા મથતો હોય એમ કહેવા લાગ્યો, 'એને સુખે રોટલો ખાવો નથી અને ખાવાય નથી દેવો.' ટોળે વળેલા લોકોને મેં સહુસહુને ઘેર જવા કહ્યું. અને રડતી બાઈને ત્યાં જ છોડી, પેલા ખેડૂતનો હાથ પકડી મારી ઓરડીમાં લઈ આવ્યો. એને બેસાડ્યો, શાંત પાડ્યો અને વાત સાંભળી.

એ ભાઈને બે સ્ત્રી હતી. નવી જૂનીને બને નહિ. જૂની કામગરી અને શાંત સ્વભાવની હતી, પણ એને કાંઈ બાળક નહિ. નવી બોલકણી ને આળસુ હતી. આથી વારંવાર ઝઘડા થાય. ખેતરમાંથી થાકીને આવેલા ધણીથી આ કકળાટ ન સહન થયો. એટલે લોઢાની કોશ લઈને એ નવી સ્ત્રી પાછળ ફરી વળ્યો હતો. મને થયું કે, આ માણસ કેવો વિચાર વિનાનો અને પેલી બાઈ કેવી માર સહન કરનારી! અને ખરેખર, બીજે દિવસે એ બાઈ જાણે કશું જ બન્યું ન હોય એમ ગામમાં ફરતી હતી!

એ જ ઘરમાં ફરી ઝઘડો થયો. નવી સ્ત્રીએ પોતાના નાના બાળકને ધવડાવવું બંધ કર્યું અને પોતે નીચા છાપરાની માળી ઉપર ચડી ઘાસમાં સૂઈ ગઈ. મોટી ઉંમરે બાળક દેખ્યું હોવાથી ખેડૂત તથા જૂની સ્ત્રીએ બાળકને ધવડાવવા માટે નવીને ખૂબ સમજાવી, પણ એ એકની બે ન થઈ. પેલા ખેડૂતે લોઢાનું પાસિયું ચૂલામાં મૂકયું અને બોલવા લાગ્યો કે, આ પાસિયે ને પાસિયે તારા પગ ન શેકી નાખું તો હું એક બાપનો નહિ! આ ટંટામાંથી જૂની સ્ત્રીએ મારે ત્યાં આવીને મને બધી વાત કહી. હું તરત એને ઘેર ગયો. ચૂલામાંથી પાસિયું બહાર ખેંચી કાઢયું. માળિયા ઉપર ચડી સૂતેલી પેલી બાઈને બે ચાર શબ્દો કહ્યા. એટલે એ નીચે ઊતરી એના બાળકને ધવડાવવા લાગી અને મેં ખેડૂતને ખેતરમાં રવાના કર્યો. પછી તો એ બાઈ સાથે વાતો કરતાં જણાયું કે, એનો ધણી ખાવાનું, પાણી પીવાનું બધું જૂની આગળ માગે છે, અને ખેતરનું કામકાજ એ નવી પાસે કરાવવા માગે છે. એના મનમાં આ રોષ હતો. એ બાઈને તથા પેલા ખેડૂતને અલગ મળી બન્નેએ એકબીજા સાથે કેમ વર્તવું એ સમજાવ્યું. એમને મારામાં વિશ્વાસ હતો એટલે એ સમજ્યાં અને એમનું ગાડું સરાડે ચડી ગયું.

## ૨

## ભવાઈ

ગામડામાં અનિષ્ટો અનેક છે. એમાં એક અનિષ્ટ ભવૈયા અને રામલીલાવાળાનું છે. એ બંને મામાફોઈના થાય. મૂળ તો એ બંને, પ્રજાને નિર્દોષ આનંદ સાથે સંસ્કાર અને કેળવણી મળે, એટલા માટે યોજાયાં હશે.

જેમ શહેરોમાં નાટક અને સિનેમાનો દુરુપયોગ થાય છે એમ ગામડામાં આ ભવૈયા અને રામલીલાવાળાના ખેલોનો દુરુપયોગ થાય છે, તે એટલી હદ સુધી કે એ ખેલો જોતાં આપણને ચીતરી ચડે. ખેલ સતી સીતાનો અગર સત્યવાન અને સાવિત્રીનો હોય, પણ એનાં રૂપરંગો, ચેનચાળા અને હાવભાવ એટલા અશ્લીલ અને અકુદરતી હોય છે કે, કોઈ પણ સીતા કે સાવિત્રી પ્રત્યે માનની દૃષ્ટિએ જોનારો માણસ આવો ખેલ જોઈ જ ન શકે. પણ આ ભાંડભવૈયા એ તો આપણા સમાજનું પ્રતિબિંબ છે. જેટલું સામાજિક માનસ તથા રસવૃત્તિ નીચે ઊતર્યાં છે, એટલા આ ખેલો અને નાચો નીચા ઊતર્યા છે. કારણ, ખેલ કરનારનો વર્ગ આપણા સમાજના નીચામાં નીચા થરમાંથી પાક્યો છે. એને નથી મળ્યા હોતા સંસ્કાર, કે નથી મળી હોતી કેળવણી, કે નથી હોતું એની પાસે ઉચ્ચ ચારિત્ર્ય. એને એક જ વસ્તુની પડી હોય છે, અને તે પૈસાની,—કોઈ પણ રીતે જોનારની વૃત્તિ ઉશ્કેરીને પણ,—પછી ભલે એ હલકી વૃત્તિ હોય.

એ પૈસાની કાયમ આવક માટે આ ભવાઈ સાથે ભવૈયાઓએ ધર્મનું લાકડું પણ ગોઠવી દીધું છે.

કોઈ પણ જગ્યાએ ભવાઈ શરૂ થાય એ પહેલાં ભવૈયા ગામના ભાગોળે માતા પાસે જઈ ઘીના દીવા કરે, નાળિયેર ફોડે અને નાચ કરે, પછી જ ગામની પાસે ખેલ કરે. પછી

એ છૂટથી કહી શકે કે, જો ગામમાં ભવાઈ નહિ રમાડો તો માતાબાઈ કોપશે!

હું ગામમાં રહ્યો એ દરમ્યાન તો કોઈ વખત ભવૈયા રમ્યા નહિ. મેં પ્રથમથી એની વિરુદ્ધનો મારો મત રજૂ કર્યો હતો. એમ છતાં પહેલે વર્ષે તો આવી એમણે ગામના ચોરામાં પડાવ નાખ્યો. પણ ગામલોકોએ એમનો ભાવ ન પૂછ્યો, એટલે એક રાત રોકાઈને ચાલ્યા ગયા.

ગામમાં જ્યારે એમની પધરામણી થાય ત્યારે કોરાં કડકડતાં સફેદ કપડાં પહેરીને, માથે મારવાડી ઘાટની લાલ રંગની પાઘડી મૂકીને તથા હાથમાં ચાંદીની ચાપોથી મઢેલા હુક્કાઓ લઈને, એમનું ચાર પાંચનું લંઘર મહોલ્લે મહોલ્લે અને ઘેર ઘેર ફરે; અને 'ભલે, બાપુ ભલે!' એવી ખોટી ખુશામતભરી ભાષા વાપરીને ગામને ખબર આપી જાય કે અમે આવ્યા છીએ. પછી બંધાણીને અફીણના કસુંબા પાય, ચાવાળાને ચા પાય, અને બીજાઓને બીડી પાય. પણ આ બધું ખર્ચ છેવટે તો, પાઘડીના વળ માફક વાજતુંગાજતું ગામના ખેડૂતો ઉપર જ આવે, કારણ કે ઘર દીઠ એમને આઠ આનાનો ફાળો મળે અને રહે ત્યાં સુધી ખાવાનાં સીધાં મળે. પછી એમને શું જોઈએ? વધારામાં નાચગાન ચાલતાં હોય ત્યારે કોઈ દારૂડિયો રૂપિયા વેરે એ તો જુદા.

આ ભવૈયા લોકોને થવા લાગ્યું કે, આ અડ્ડો તો જવા બેઠો. એટલે ત્રીજે વર્ષે તો, ગામે બે વખત ભાવ ન પૂછ્યો તોય, આજુબાજુનાં ગામોમાં ફરી આવી ત્રીજી વખત આવ્યા. પણ ગામલોકો મારી સલાહ લેવા આવ્યા, એટલે એમને નિરાશ જ થવું પડ્યું.

ખેડૂતોના જીવનમાંથી આ જાતનો આનંદ જાય પછી એમને કોઈ બીજા પ્રકારનો પણ આનંદ તો પૂરો પાડવો જ જોઈએ, એવું મને લાગે છે.

થામણા ગામના વિદ્યાર્થીઓ પાસે કેટલાક સંવાદો તૈયાર કરાવી એક વખત અમે ત્યાં ભજવી બતાવ્યા, એથી એમને સંતોષ થયો. પણ દરેક ગામમાં આવી સગવડ થવી જોઈએ. ગામમાં નિશાળ હોય તો આ કામ વધુ સરળ બની જાય છે.

દરેક ગામના શિક્ષકોએ તથા વિદ્યાર્થીઓએ વર્ષમાં એકાદ વખત તો લોકોને જ્ઞાન સાથે ગમ્મત અને સંસ્કાર મળે એવો આનંદ આપવાની વ્યવસ્થા કરવી જ જોઈએ. ગામનું એમના ઉપરનું એટલું ઋણ છે.

## ૩

## હરાયો

બારૈયા કોમમાં આ ભવાઈની જાતની જ એક હરાયાની પ્રથા છે. લગ્ન વખતે ઢોલ તથા શરણાઈઓ વગાડનારાઓ સ્ત્રીનો પોશાક પહેરી આખા ગામમાં નાચે છે. એમાં એક હરાયો થાય છે. એણે બહુ કઢંગો, વિચિત્ર પ્રકારનો, પુરુષનો પોશાક પહેર્યો હોય છે. આ ટોળું મહોલ્લે મહોલ્લે ઊભું રહી ગંદાં ગીતો તથા ગંદા હાવભાવવાળા ચાળાચટકા કરે. ગામનાં બાળકો તથા બહેનો એની સાથે સાથે ફરી આનંદ લૂંટે. મને થતું કે, હું દિવસે અને રાત્રે ગમે તેવી કેળવણી આપું તે બધા ઉપર આ પ્રથા પાણી ફેરવે છે. મેં આ દૃશ્ય જોયું તે દિવસથી મને એના તરફ સૂગ ચડી. પણ એ એમનામાં એટલી રૂઢ થઈ ગયેલી પ્રથા છે કે એ સહેજે નીકળે એમ ન હતી; છતાં મેં તો એની વિરુદ્ધ પ્રચાર શરૂ કર્યો.

ખાસ કરીને, હું રહેતો હતો એ ફળિયામાં મેં વધારે ધ્યાન આપ્યું. એક બહુ સંબંધ ધરાવતા ભાઈને મારી વાત રુચતી હતી. એને મેં આ પ્રથાનાં બધાં અનિષ્ટો બતાવ્યાં.

એની પાસે સામો જવાબ ન હતો. કહે કે, 'હું રાવળિયાને નહિ બોલાવું.' પણ બીજાં સગાંઓ પાસે એનું કાંઈ ચાલ્યું નહિ.

થોડા વખતમાં એ જ મહોલ્લામાં એક બીજું લગ્ન આવ્યું. હું આ નાચ જોતો ત્યારે મારું હૃદય સળગી ઊઠતું. વરનો બાપ મારે ઘેર બેસવા આવ્યો હતો. મેં એની પાસે મારા દિલની બધી વાત કરી. એને ગળે એ ઊતરી ગઈ. છેવટે મેં કહ્યું, 'જો મારી સામે તમારે બારણે આવા ગંદા નાચ જોઈશ તો, મને લાગે છે કે, હું ખાવાનું નહિ ખાઈ શકું. સાદા પોશાકમાં ઢોલ નગારાં વાગે એમાં કશી હરકત નહિ. પણ આવા ચાળાચટકા જવા દો.' બુઢ્ઢાએ આ રિવાજ કાઢવાનું માથે લીધું. ઘરમાં જણાવી દીધું કે, 'આપણે બૈરીનાં કપડાં નથી પહેરાવવાં.' ઘણાને આ ન ગમ્યું. રાવળિયાને બોલાવી લાવનારા એક ભાઈને આથી ચાનક ચઢી. એ કહે, 'આપણે તો લૂગડાં પહેરાવી નાચ નચાવવો જ છે. આપણા રિવાજોમાં વળી બીજા શું માથું મારે!' આમ એણે ખાનગીમાં નવું વાતાવરણ ઊભું કર્યું. રાત્રે ડોસો ખેતરમાં હતો એ વખતે ફુલેકામાં એણે તો નિયમ મુજબનો રંગરાગ ચાલુ કરાવ્યો. ડોસો સામાન્ય રીતે ખેતરમાં જ રહે. પણ દીકરો પરણાવવાનો હતો એટલે તે દહાડે એ વહેલો ખેતરથી ઘેર આવ્યો, ત્યારે એણે સાંભળ્યું કે મેં કહ્યું હતું એથી ઊલટું જ થયું.

હવે બ્રાહ્મણનો દીકરો ઉપવાસ કરશે તો? ગુસ્સામાં ને ગુસ્સામાં એણે તો ઘેર આવીને પોતાના ૨૫ વર્ષના એક દીકરાને ધોલ ખેંચી કાઢી; કારણ, એના સાંભળવામાં આવ્યું હતું એ પ્રમાણે, એણે જ આ બધું કરાવ્યું હતું. છોકરો બહારગામના મહેમાનો વચ્ચે બાપે પોતાનું આવું અપમાન કર્યું એ સાંખી શક્યો નહિ. અને નજીકમાં પડેલો લાકડાનો ફાચરો

લઈને બાપને મારવા દોડ્યો. હું સામે ફળીમાં બેઠો કાંતતો હતો. આ દૃશ્ય જોઈ મને થયું કે આ તો બાજી બગડી. પણ એ સ્થાને લોકો એટલા મોટા પ્રમાણમાં હતા કે એમણે છોકરાને પકડી લીધો અને બધું શાંત પાડ્યું. બાપ ફાળિયું બાંધીને સીધો ખાધાપીધા વિના ખેતરે ચાલ્યો. 'મારે લગનમાં નથી આવવું.' આમ લગ્નમાં વિઘ્ન આવી પડ્યું. મને થયું કે આ બધું મારે લીધે થયું છે. એટલે આનો શો ઉકેલ લાવવો એનો વિચાર કરતો હું બેઠો. બેએક કલાક પછી હું એમને ઘેર ગયો. વાતાવરણ હજુ પૂરેપૂરું શાંત નહોતું પડ્યું. છતાં મેં ત્યાં જઈ વાતો શરૂ કરી. કેટલાકના ઊભરા ઠલવાવા દીધા. પછી, ફાચરો લઈને ઊભો થયો હતો એ છોકરાને એકાંતે લઈ જઈ સમજાવ્યો. એ બાપને ખેતરમાં બોલાવવા ગયો. બાપ આવ્યો, પણ એણે કહ્યું કે, 'આજે જમવાનો નથી.' મેં જઈ એને સમજાવ્યો, 'જુઓ ડોસા! તમે આ બધું કર્યું મારે માટે. હવે હું કહું છું કે તમે ખાઈ લો.' 'પણ તમે ખાઓ તો જ હું ખાઉં.' 'હા. ચાલો હું પણ ખાઈશ, તમે ખાઈ લો.' છેવટે ડોસે ખાધું અને બધું શાંત પડ્યું. પણ તે દિવસથી એ મહોલ્લાએ ઠરાવ કર્યો કે, હવે પછી કોઈ પણ લગ્ન વખતે રાવળિયાને બૈરીનાં લૂગડાં ન પહેરાવવાં કે હરાયો ન કાઢવો. અને આજે પણ એ ઠરાવ પળાય છે એટલું જ નહિ, પણ ગામને બીજે છેડે લગ્ન હોય અને ત્યાંનું ફુલેકું નીકળ્યું હોય એમાં પણ આવા ચાળાચટકા આ મહોલ્લા આગળ થોભવા દેતા નથી. તે એટલે સુધી જઈને કે, એક વખત આવું બહારનું ફુલેકું આવેલું ત્યારે વાત ધારિયા સુધી આવી પડી હતી, ને મારે જઈને બધું શાંત કરવું પડ્યું હતું.

* * *

ગામમાં અંદરઅંદરનાં વેરઝેરને લીધે જાસા ખૂબ થતા હતા. એક દિવસ મુખીએ નામો મોકલાવ્યાં. ડાકોર થાણેથી આઠેક જુવાનોને તેડું આવ્યું. એ આઠ સાથે તો બીજા ૨૮ ડાકોર ગયા. ફોજદારે અને જમાદારે ન દેવાની ગાળો દીધી અને જુવાનિયાઓને માર પણ માર્યો. સાંજે બધા ઘેર આવ્યા. માર પડ્યો છે એ વાતની જાણ થતાં આખા ગામમાં હાહાકાર ફેલાઈ ગયો. કોઈ કોઈ મનમાં રાજી પણ થયા, પણ આમાં ઘણાંખરાં નિર્દોષ નામો હતાં. આગળ-પાછળનાં વેરને લીધે નામો ગયાં હતાં. બધાને ભય હતો કે હવે આ બધાને હાજરી ચોંટી. આ લોકો હાજરીથી બહુ ફફડે છે. અને ખરેખર એ બહુ ભયંકર પ્રથા છે. એ માણસને હેવાન અને બાયલો બનાવી દે છે. કોઈક વખત આ હાજરી માણસને મરણિયો બહારવટિયો પણ બનાવી દે છે. હાજરીવાળા માણસથી રજા વિના મીઠુંમરચું લેવા નજીકના ગામમાં ન જવાય કે હળની ફાચર નખાવવા બીજા ગામના સુથાર પાસે ન જવાય, અને જો મુખી સાથે બનતું ન હોય તો તો તેઓ હાલતાં ચાલતાં ટિપાઈ મરે.

આથી આ બાબતનો વિચાર કરવા માટે ગામના બે ચાર મહોલ્લાના આગેવાનો ભેગા થયા. મને પણ બોલાવ્યો. મેં કહ્યું કે, 'તમને શું પૂછ્યું ?' તો કહે કે, 'કાંઈ પૂછ્યું જ નહિ. પૂછ્યા વિના મારવા જ મંડ્યો.' મેં કહ્યું, 'તમારે તો કાંઈક કહેવું હતું કે અમે કાંઈ ગુનો નથી કર્યો, પણ જૂના વેરને કારણે આવાં નામો અપાયાં છે.' તો કહે કે, 'અમારું તો મોઢું જ ત્યાં આગળ સિવાઈ જાય છે. સીસાના ગઠ્ઠાવાળો દંડો જોઈને થથરી જવાય છે.'

મેં કહ્યું, 'પણ થથરીનેય માર ખાવો છે અને થથર્યા વિનાય માર ખાવો છે. તો સત્ય બિના રજૂ કરતાં શું થાય છે ? ચાલો કાલે હું તમારી સાથે આવીશ. હું ફોજદારને બધું

કહીશ. પણ અહીં મારી પાસે જે કહો છો એ તમારે ત્યાં કહેવું પડશે.' તો કહે, 'ભાઈ સાહેબ! એ નહિ બને! ત્યાં તો જીભ જ નથી ઊપડતી.' આટલી બીક! આટલી નામર્દાઈ આ બહાદુર ગણાતી કોમમાં પેસી ગઈ છે!

* * *

હું બહારગામ ગયો હતો. પાછો આવ્યો ત્યારે ગામમાં એક જ વાત સંભળાતી હતી, 'વાઢી નાખવો હતોને એંધાને.' 'એ બાયલાથી શું થવાનું હતું! બલૈયાં પહેરી લે તોય સારું.' 'આખા ગામનું નાક વાઢી નંખાવ્યું.' 'ઈ આખું ફળિયું જ બાયલું છે તો. આ ભાયડાના હાથમાં આવ્યો હોત તો એક ટચકો જ મેલત. પછી જે થવાનું હોત તે થાત.' 'ઈ રાંડ જ એવી ત્યાં! જ્યારે ને ત્યારે ગોળનો ખોબો ભરી આવતી'તી. તે એનો સગો થતો હશે તે આલતો હશે! આખું ઘર જ એ બાપનું છે. નહિ તો જોધા જેવા ચાર ભાઈ છે તોય એંધા પાંહે બૂન દીકરીની લાજ લૂંટાવા દે. એવી બૂન દીકરીને જ ટચકાટી નાખવી જોઈએ.'

વાત એમ બની હતી કે, ગામનો વાણિયો જીવ લઈને ગામ છોડી નાઠો હતો. એને ડાકોર સુધી પહોંચાડી આવનારના ખેતરનું છાપરું અને લાકડાં થોડા દિવસમાં બળી ગયાં હતાં. વાણિયા ઉપર એક વિધવા દીકરી ઉપર બળાત્કાર કર્યાનો આરોપ હતો. આઠ દશ દહાડામાં આ ઉકળાટ શાંત થયો. બે ત્રણ મહિને વાણિયો સરકારી કચેરીમાંથી નિર્દોષ ઠરી છૂટી ગયો. પણ વાણિયો ખાનગી રીતે મને પણ કહી ગયો કે એને ૫૦૦-૬૦૦ રૂપિયા વેરવા પડયા.

ગામનો તલાટી વચ્ચે ખૂબ ખાઈ ગયો. કહેવાય છે કે ઠેઠ મામલતદાર સુધી એને પહોંચવું પડેલું. પછી તો ગામના કેટલાક લોકો વાણિયાને ઘેર ડાકોર જવા આવવા પણ લાગ્યા. વાણિયે એ વખત દરમ્યાન ભાપા મીઠી તથા હાથ છૂટો

રાખ્યો. થોડા લોકો વાણિયાને ગામમાં ફરી લાવવાના પ્રયાસ કરવા લાગ્યા. એક દિવસ વાણિયો આવ્યો. વાણિયાએ લાલચ પણ બતાવી કે, 'ગામ કહે એ ધર્માદું નાખવા હું તૈયાર છું.' ગામલોકો રૂપિયાથી લલચાઈ ગયા. ગઈ ગુજરી ભૂલી જઈને ગામનું તળાવ સુધરાવવા માટે વાણિયે ગામને રૂા. ૨૦૦ આપવા એવો ઠરાવ થયો. વાણિયાનો બહિષ્કાર છૂટયો. પણ એ બસો રૂપિયા કદી આવ્યા નહિ અને ગામનું તળાવ સમરાયું નહિ. વાણિયો પહેલાં માફક ફરી જામી ગયો.

નવાઈની વાત તો એ છે કે, આ બધા વખત દરમ્યાન, જે બાઈની લાજ લૂંટાયાનું કહેવાય છે, એ આખા કુટુંબના લોકો વાણિયાને ત્યાંથી જ માલ લાવતા લઈ જતા હતા.

કોઈ કહે છે કે વાણિયાનું દેવું નહિ ચૂકવવા માટે આ જાતનું આળ ચડાવેલું, અને કોઈ કહે છે કે રૂપિયા લઈને સમાધાન કરી નાખ્યું છે.

## ૪

## સારો

દરેક બેસતા વર્ષના પડવાને દિવસે ગામના લોકો ભેગા થાય છે, કસુંબા પીએ છે અને રામ રામ કરી જૂનાં નવાં વેર ભૂલી જાય છે. બધા જ મોદ ઉપર સાથે બેસી હુક્કાની આપલે કરે છે. અને ગામનો ગોર આખા વર્ષનું ભવિષ્ય ભાખતો હોય એમ સારો વાંચી સંભળાવે છે. ૧૨ અગ્નિ, ૧૪ ચોરી ચખારી, ૫ તલ, ૯ ડાંગર, ૨ મઠ, — આમ સારો વંચાતો હોય છે ત્યારે એકબીજા સામે નજર નાખી ટીકા ટિપ્પણી ચાલે છે. 'આ ઓછું બળે છે તે આ વરસે અગ્નિના ૧૨ આવ્યા! અને બહારવટિયાનું પણ કાંઈ ઓછું નથી થવાનું.' છેવટે બ્રાહ્મણ બધાને આશીર્વાદ આપી ચોખા ઉડાડે છે, અને બ્રાહ્મણને દાન આપવાથી કેટલું પુણ્ય થાય છે એનું માહાત્મ્ય

સંભળાવે છે. આઠ આના ઓછા પડે છે માટે રૂપિયો આપો એવી માગણી કરે છે. ગામલોકોને 'વરહ કેવું છે!' એમ પૂછીને શાંત પાડે છે.

પછી આવે છે, એ બધા વખત દરમ્યાન મૂંગા મૂંગા હુક્કાની ચલમો ભરીને દોડાદોડ કરતા વાળંદનો વારો. એ હાથમાં દર્પણ લઈને સૌનાં મોઢાં સામે ધરે છે. કોઈ કોરી 'શેટી' (છેટી) લાવ્યા હોય છે એ આપે છે, તો કોઈ અધમોતું થયેલું રાતી કિનારનું ધોતિયું આપે છે, તો કોઈ ફાટીને ચીંથરેહાલ થઈ ગયેલી લીલી શાલ આપે છે. વાળંદ બાપુ બાપુ કરતો બધું એક બાજુએ મૂકતો જાય છે અને ચલમમાં દેવતા ભરતો જાય છે.

આમ સારો વંચાઈ રહ્યા પછી 'કડવી અને મીઠી'ની વાતો કરતાં કરતાં સહુ વિખેરાય છે.

ગોર અને વાળંદ, જેમણે જેમણે ઘેર આવીને લઈ જવાનું કહ્યું હોય છે, તેમને ત્યાં આંટા મારવા નીકળી પડે છે.

આ સારા પ્રમાણે બધું બનવાનું છે એવા વિશ્વાસથી આ સારા ઉપર ગામમાં બે દિવસ સુધી ચર્ચા અને પારાયણ ચાલે છે. પછી પાછી રોજની ઘટમાળ ચાલતી થાય છે.

## ૫

## સત્યનારાયણની કથા

અમારા ગામમાં સત્યનારાયણની કથાનું બહુ માહાત્મ્ય નહિ; પણ બેચાર જણ જે વાણિયાઓની સાથે વધારે સંબંધ ધરાવે છે, એ આવા સુધારા ગામમાં દાખલ કરવા લાગ્યા છે.

આવા એક મારા ફળીના મારી સાથે વધારે સંબંધ ધરાવતા ભાઈએ પોતાના ખેતરમાં સત્યનારાયણની કથા કરાવવાનું નક્કી કર્યું. એની પાસે બે પૈસાનો જીવ છે. એટલે

એણે તો શાહુકારની જેમ ૫૦–૬૦ માણસ માટે લાડુનું જમણ ગોઠવ્યું. કથા સાંભળવા માટે તો ૫૦ ને બદલે ૧૫૦ આવી પડ્યાં. બે વાગ્યે કથા થવાની હતી પણ ૧૦ વાગ્યાથી લોકોનું ટોળું જમા થવા લાગ્યું. બે ચાર વાણિયા પણ ડાકોરથી એમનાં ૧૦–૧૨ છોકરાંનું લંગર ડમણિયે બેસાડીને આવી પહોંચ્યા. ગોર મહારાજ અને વાળંદ તો હતા જ.

સત્યનારાયણની કથા છે એટલે બબલભાઈ આવશે એમ માની મને પણ ખૂબ આગ્રહ કર્યો હતો. દોઢેક વાગ્યે હું ત્યાં પહોંચ્યો ત્યારે હુક્કાની નેહો ઊંચીનીચી થતી હતી અને કથાનું માહાત્મ્ય વંચાતું હતું. ગામડાના લોકો માટે આ નવી જાતનો ઉત્સવ હતો. કથા ચાલતી હતી એટલામાં એક જુવાન ચારેક માઈલની મજલ કરીને આવ્યો. એણે ઘરધણીના હાથમાં એક નાનકડું પડીકું આપ્યું. મેં કહ્યું, ‘શું છે?’ જવાબ મળ્યો, ‘કાંઈ નહિ.’ મેં કહ્યું, ‘એમ તે હોય?’ તો કહે કે, ‘એ તો અડધાકનું અફીણ મંગાવ્યું’તું.’ મેં કહ્યું, ‘સત્યનારાયણની કથા વખતે અફીણ પણ પિવાતું હોય તો આપણાથી એ કથા શી રીતે સંભળાય?’ એ મારો વિચાર અને એની પાછળની મક્કમતા સમજી ગયો. પોતાના વળના બે ચાર જણને નજીક બોલાવી સમજાવી દીધું કે, ‘અફીણની વાત નહિ કાઢતા; નહિ તો આ બુઢ્ઢા જંપવા નહિ દે અને બબલભાઈ અડધી કથાએ ચાલ્યા જશે.’

બુઢ્ઢાઓ હમણાં અફીણ કાઢશે, હમણાં અફીણ કાઢશે, એમ રાહ જોતા જ રહ્યા. પણ કાંઈ મોઢે માગીને અફીણ લેવાય છે? કેટલાક તો બગાસાં પણ ખાવા લાગ્યા. છેવટે કથા પૂરી થઈ. મને કાંઈક બોલવાનું કહેવામાં આવ્યું. પછી મેં મારી કથા શરૂ કરી. મારી ગામડી ભાષામાં સત્યનારાયણની કથા ક્યારે સાચી સાંભળી કહેવાય એ સમજાવ્યું. બધાએ રસપૂર્વક સાંભળ્યું. હવે આવ્યું જમવાનું.

એક બાજુ વાણિયા લોકોની અને બ્રાહ્મણની પંગત બેસાડી. એમને ધરાઈ ધરાઈને લાડુ જમાડયા. પછી ત્યાં આવેલા બધા બારૈયા જમવા બેઠા. ૫૦ની રસોઈમાં ૧૫૦ શી રીતે જમે? પણ હું તો જોઈ જ રહ્યો. અને બધાએ જમી પણ લીધું! દરેકના ભાણામાં એકેક લાડુ મુકાયા પછી સીધો ભાત જ આવવા લાગ્યો. લોકોની સંખ્યા વધતી જોઈને પાછળથી ભાત વધુ ઓરેલા એટલે માનેલું કે દાળ ભાત પહોંચી રહેશે. પણ ભાતની થોડી તાણ પડી. એમ છતાં એક પણ અવાજ એવો નથી નીકળ્યો કે, અહીં થોડો ભાત લાવજો કે લાડુ મૂકજો.

પીરસવાની વ્યવસ્થા કરનારે રસોઈની છાપરીમાંથી બહાર નીકળતાં નીકળતાં ખોંખારો ખાઈને બે હાથ ખંખેરતો હોય એમ હાથ ઘસ્યા. ત્યાર પછી એક થાળીમાં છેવટનો થોડો ભાત લઈને પીરસનારો પીરસવા નીકળ્યો. પણ એક નાનું છોકરું પણ એની પાસેથી ભાતનો દાણો સરખો પિરસાવતું નથી. સૌ કહે છે કે, ઢગ થઈ ગયો, નહિ જોઈએ. છેવટે હાથ ધોઈને ઓડકાર ખાઈને સૌ હુક્કાના દમ ખેંચવા બેઠા. આ એમની ખાસિયત. બીજી ઊંચી ગણાતી કોમોમાં શાકમાં જરા મરચુંમીઠું ઓછુંવત્તું પડી જાય તો ન કરવાની ટીકાઓ કરીને પ્રસંગને વગોવી નાખે. પણ આ કોમ તો એક ફાડ રોટલામાંથી પણ પાંચ જણા વહેંચીને ખાઈ લે અને પાણી પીને પેટ ઉપર હાથ ફેરવે એવી!

૬

## બહારવટિયા

બહુ વખતથી બહારવટિયાને મળવાની મારી ઇચ્છા હતી. એક દિવસ એવી ખબર આવતી હતી કે રાયપુરામાંથી બંદૂકની નાળે રાતોરાત રૂા. ૪૦) પડાવ્યા, તો બીજે દિવસે

ખબર આવતી હતી કે એક લાટવાળા પાટીદારની બે નાળ-વાળી બંદૂક ગઈ. તો વળી ત્રીજે દિવસે એવી ખબર આવતી કે માસરાના વહોરાને થામણા જતાં રસ્તામાં ધારિયા અને બંદૂકના કુંદાથી માર્યો છે અને હૉસ્પિતાલમાં ડાકોર લઈ ગયા છે. એક દિવસ ચુણેલની સીમની, તો બીજે દિવસે હેરંજની સીમની વાત આવે. પણ મારા જોવામાં એ બહારવટિયા કદી નહોતા આવ્યા.

ઇચ્છા તો એવી હતી કે હું એકલો હોઉં ત્યારે જ એમનો ભેટો થાય. એટલે છૂટથી એમની સાથે વાતો કરી શકું કે, 'ભાઈ, શા માટે તમે આ બહારવટું ખેડ્યું છે?' આવો મોકો તો ન મળ્યો, પણ બહારવટિયાનો ભેટો તો થયો.

ડાકોરથી માસરા આવતો હતો. રસ્તે રાત પડી એટલે સુઈ નામના એક ગામમાં પાટીદારને ત્યાં રાત રોકાયો. રાતના ૧૧ વાગ્યા સુધી તો અમે વાતો કરતા હતા. એમાં બહારવટિયા આવવાના છે એવી અફવા છે એમ પણ કોઈએ કહ્યું. રાત્રે મોડા મોડા સૂતા ત્યારે ભૂલથી દરવાજાનાં બારણાં ખુલ્લાં રહી ગયેલાં.

બારેક વાગ્યા ત્યાં તો ધબડાક ધબડાક બૂટના અવાજ થયા. બહારની પરસાળમાં હું સૂતો હતો. હું જાગીને આંખ ઉઘાડું છું ત્યાં તો બે બંદૂકધારી મારા ખાટલા પાસે આવી પહોંચ્યા. બૅટરી ફેંકી અને દબાયેલે સૂરે બૂમ મારી, 'શેઠ, ઓરડાનાં કમાડ ખોલ.' આટલું બને છે એટલામાં બે ધારિયાવાળા ડેલાને દરવાજે ગોઠવાઈ ગયા, બે ઓરડા તરફ ગયા, અને એક બારણાથી ઓરડા સુધી આંટાફેરા મારવા લાગ્યો. મેં કહ્યું, 'હું તો મહેમાન છું. માસરા રહું છું.' બીજો કાંઈ પણ સવાલ જવાબ કર્યા વિના એ ઝડપથી ઓરડા તરફ આગળ વધ્યા અને અગાઉથી સંકેત કર્યો હોય તેમ એક ધારિયાવાળો મારા ખાટલાના પાયા પાસે ઊભો. દરેકે ચિત્રવિચિત્ર પોશાક પહેર્યા હતા. કોઈએ મુસલમાની ટોપી મૂકી હતી,

કોઈએ ખાખી ચડ્ડી પહેરી હતી, તો કોઈએ ધોતિયા ઉપર પગે પટ્ટા લપેટ્યા હતા. એક બે જણની છાતીએ તો કારતૂસના હારડા પણ લટકતા હતા. દરેકને મોઢે બુકાની બાંધી હતી. કોઈને ઓળખી શકાય એમ ન હતું. બધા જ ૨૫થી ૩૦ વર્ષના જુવાન હોય એમ જણાતું હતું. આટલા ઘોંઘાટથી અંદરની ઓરડીમાં સૂતેલો એક નોકર તથા એક બહેન જાગી ઊઠ્યાં. નોકર તો મને સવાલ પૂછ્યો તે પહેલાં બોલી ઊઠ્યો કે એ તો પરોણા છે. આ અવાજ સાંભળીને બંદૂકધારી મારા તરફથી છૂટી સીધા એના તરફ ગયા. એને કહ્યું, 'ચાવી લાવ.' એ કહે, 'હું તો નોકર છું.' 'તારો શેઠ ક્યાં છે?' 'એ ડાકોર છે.' એણે શેઠને બેચાર ગાળો દીધી. એના અવાજ ઉપરથી એ પીધેલા જણાતા હતા. એટલામાં પેલી બહેને ભયની એક કિકિયારી પાડી. આથી બંદૂકધારીએ એના તરફ બંદૂક તાકી 'ચૂપ'નો અવાજ કર્યો. બાઈ શાંત થઈ ગઈ. 'ચાવી લાવ.' 'ચાવી મારી પાસે નથી,' એવો જવાબ મળ્યો. હું આ બધું જોઈને ડઘાઈ ગયો હતો. પણ એણે બહેન સામે બંદૂક તાકી એટલે મને થયું કે મારે કાંઈક કરવું જોઈએ. સામે જ ધારિયાવાળો મારી હિલચાલ તપાસતો ઊભો હતો. મેં વિચાર્યું, જો એ બહેનને પજવવાનો ઇરાદો રાખે તો જે થવાનું હોય તે વહોરીને પણ એ બાજુ કૂદી જવું. વાત કરીને સમજાવાય એવું તો એ વાતાવરણ જ ન હતું. એટલામાં તો એ બહેને પોતાના પગના છડા કાઢીને એના તરફ ફેંક્યા.

પેલો છડા લઈને ઓરડામાં ગયો. ત્યાં કાંઈક તોડ્યું ફોડ્યું. પાછો આવ્યો. એટલા વખતમાં પેલી બહેન નજીકના બીજા ઓરડામાં બીજી બહેન સૂતી હતી તેને ચેતવવા ગઈ. અંદર જઈ ઓરડાનું બારણું બંધ કર્યું. જણસો કાઢવા માંડી. એટલામાં બંદૂકધારીઓએ એ બંધ બારણું જોયું.

ધક્કા માર્યા. ગભરાઈને બહેનોએ બારણાં ખોલી નાખ્યાં અને બન્ને દોડતી ઓસરીમાં મારી પાસે આવી ગઈ. પેલાએ ખાટલામાં પડી ગયેલી જણસો બૅટરીની મદદથી વીણી લીધી. પેલી બહેનો ગભરાટમાં બૂમો પાડતી હતી. કશું થવાનું નથી એમ સમજાવી તેમને મેં શાંત પાડી.

એટલામાં વખત વધારે થઈ ગયો હોય એમ ઝડપ કરતા કાંઈક કાંઈક લવતા એ બધા મકાનમાંથી બહાર નીકળ્યા અને બીજે ઘેર ગયા. આમ ત્રણેક ઘર લૂટચાં.

અડધાએક કલાકમાં બંદૂકના બે ત્રણ અવાજ થયા અને બધાએ માન્યું કે બહારવટિયા ગયા.

ગામમાં લૂંટ કરવા આવનારની સંખ્યા, કહે છે કે, ૧૫–૨૦ હતી. આવતાંવેંત ગામના રખાને ઘેરીને બબ્બે દંડા મારી ચોકી તળે બેસાડી દીધા અને પછી ઘરોમાં ફરી લૂંટ કરી. જેમને જેમને ખબર પડી એ ઘર છોડી આજુબાજુના મુસલમાનવગામાં નાસી છૂટચા.

આ લૂંટમાં બહારવટિયા સાથે ગામના તેમ જ આજુ-બાજુનાં ગામોના લોકો પણ મદદમાં ભળ્યા હતા એવું તરત જણાઈ આવ્યું. નહિ તો આટલી હિંમતથી એ લોકો અજાણ્યા ગામમાં હરીફરી ન શકે.

૧૦–૧૫ દિવસ પછી એમાંના બે પકડાયા. એક દિવસ નજીકના ગામનો એક બુઢ્ઢો મારે ત્યાં આવ્યો. 'ભાઈસાબ, કાંઈક મદદ કરો.' મેં કહ્યું, 'શું છે?'

'મારા છોકરાને પકડચો છે.'

'શા માટે?'

'આ સૂઈવાળી લૂંટમાં એ હતો એમ કહીને.'

'એ લૂંટમાં નહોતો?'

'ના, લૂંટમાં તો નહોતો; પણ મારા કબજામાં ન રહ્યો અને કાંઈક સળેકડું કર્યું હશે.'

'એવું નહિ, મને સાચી વાત કહી દો તો તમારી વાત સાંભળવાનું ફાવે. મારી તમને બીક છે?'

'ના.'

'તો પછી કહો જે હોય તે.'

'ભાઈસાબ, મારી છાપરી પાસેથી ખોદતાં સાંકળાં નીકળ્યાં છે અને કહે છે કે એ સૂઈની લૂંટનાં છે. તમે સૂઈવાળા પાટીદારને ઓળખો છો. એને કાંઈક કહો તો મારો છોકરો બચી જાય.'

'કોઈની લૂંટ કરી હોય એને શી રીતે કહેવાય કે તું એને કશું કરતો નહિ?'

'તમારું કહ્યું ન માને એવું બને જ નહિ.'

'પણ લૂંટો કરે એ બચતા હશે? આજે છૂટશે તો કાલે પકડાશે.'

'ભાઈસાબ, હું હવે એને કબજે રાખીશ.'

'હું એને મળીશ, પણ મારા હાથની વાત ન કહેવાય.'

'તમે આડી જીભ વાળો તો થોડામાં છૂટી જાય.' છેવટે એ ગયો. પેલા છોકરાને છ માસની સજા થઈ. પાછળથી એ અપીલમાં છૂટી ગયો. ખૂબીની વાત એ છે કે, જે માણસને ઘેર લૂંટ થઈ હતી એ જ માણસે પેલા જુવાનને છોડાવવા માટે રૂપિયા ધીર્યા!

પણ આ બહારવટિયાના ભયથી ગામડાંઓ એટલાં બધાં ફફડતાં હોય છે કે, રાત પડે ને કાળા ઓળા ઊતરતા હોય એવું એમને લાગે છે. એમ છતાં ૨૦–૨૫ ઘરનું ગામ પણ સંપ કરીને સંગઠિત નથી થતું. એમને સમજાવીએ છીએ તો કહે છે કે, 'પેલા સામાવાળા જ એમની સાથે ભળેલા છે પછી સંગઠિત ક્યાંથી થઈએ?' બારૈયા કોમનાં ગામમાં પણ ફફડાટ હોય છે. એમને ત્યાં જુદી જાતનો ફફડાટ હોય

છે. આપણા ગામની સીમમાંથી જાય તો સારું, નહિ તો આપણું નામ બોલાશે કે આ લોકો સંઘરે છે. આમ જૂનાં અને નવાં બધાં ગામો ફફડે છે. પાટીદારનાં નાનાં પરાંની સ્થિતિ તો બહુ કફોડી હોય છે. આમાં પોલીસ ઢીલી અને કોઈ કોઈ જગ્યાએ ફૂટેલી હોય છે, એ પણ આ હાલતનું કારણ હોય છે.

આ જાતના બહારવટા પાછળ કોઈ મોટો હેતુ હોય એવો મારો ખ્યાલ નથી. ગરીબાઈને કારણે ઘર છોડી નીકળેલા, કોઈ ગુનો કરીને ભાગી છૂટેલા, કે પોલીસની પજવણીથી કંટાળેલા લોકો આવી ટોળી જમાવી વગર મહેનતે માલ મેળવવાનું યોજી કાઢે છે. એમને ગામના બીજા પટેલ ગણાતા લોકોનો કે શેઠ શાહુકારોનો પણ આડકતરો સાથ હોય છે. એવા લોકો પોતાનું જૂનું વેર વાળવા માટે અગર અમુક લોકો ઉપર દાબ બેસાડવા માટે આવી ટોળીઓનો ઉપયોગ કરે છે એટલું જ નહિ, પણ એમની લૂંટમાંથી પણ ભાગ પડાવે છે. નાસતા ફરનારાનું એક વખત નામ બહાર પડી ગયું પછી તો એને બેસી જવાની ઇચ્છા હોય છતાં એ બેસી શકે એવી સ્થિતિ નથી રહેતી. એટલે એને કોઈ પણ ઉપાયે પકડાય અગર મરાય ત્યાં સુધી પોતાનો નવો ધંધો આગળ ધપાવવાનાં જ કાળાંધોળાં કરવાં પડે છે.

આમાં દોષ કોનો કાઢવો અને કોનો નહિ? આખો સમાજ થોડેઘણે અંશે આ દોષના ભાગીદાર છે. અજ્ઞાન અને ગરીબાઈનો નાશ એ એમાં જ આનો ઉકેલ છે.

## ૭

## લગ્નપ્રથા

માસરા ગામને લગ્નની મુશ્કેલી એવડી છે. દીકરો પરણાવતી વખતે ૧૦૦-૧૨૫ આપવા પડે અને બીજું સો

પોણોસોનું ખર્ચ થાય છે. તેમ દીકરી પરણાવતી વખતે પણ ૧૦૦–૧૫૦નું ખર્ચ તો થાય જ. પણ કમબખ્ત દશા તો દીકરો પરણાવવા જાય એ વખતે આવે છે.

દીકરાનાં લગ્ન થાય એ પહેલાં ભાંજઘડિયાઓ આવી દીકરાના બાપ પાસેથી અમુક રકમ લેવાનું નક્કી કરી ગયા હોય છે. જાનમાં મોટે ભાગે એકાદ માફો અને ચાર પાંચ ગાડાં હોય છે. બાકીના લોકો પગે ચાલતા જાય છે. જાનમાં સામાન્ય રીતે સ્ત્રીઓ નથી જતી, પણ બાળકો અને પુરુષો જ જાય છે, કારણ કે પરણવા ગયેલી જાન ઘેર સહીસલામત પાછી ફરે ત્યારે જ કામ ઊકલ્યું ગણાય. નહિ તો લડાલડી પણ થાય અને માથાં પણ ફૂટે. જાન ગામમાં પહોંચે તરત ફરી ભાંજઘડ શરૂ થાય અને એમાં જો પહેલાં ઠરેલ રકમમાં વધારોઘટાડો થાય તો બંને પક્ષનું સમાધાન ન થાય ત્યાં સુધી જાનમાં આવેલા બધા માણસો—બાળકો સુધ્ધાં—ભૂખ્યા ટળવળે. કોઈ કોઈ વખત તો આવી જાનોને ૨૪ અને ૩૬ કલાકના પણ ફાકા થાય.

સામાન્ય રીતે લગન આવવાનું હોય એના પહેલાં એ મહિના અગાઉથી દીકરી કે દીકરાનો બાપ વાણિયાના આંગણાનાં પગથિયાં ઘસતો થાય છે. છેવટે અમુક ખેતર કે અમુક ઘર ઉપર નાણાં આપવાનું નક્કી થઈ જાય છે અને ત્યાર બાદ તો વાણિયો જ વર કે કન્યાનો બાપ હોય એમ સલાહ આપવા બેસી જાય છે: ‘ફલાણા ગામના રાવળિયાને બોલાવો; છો ને બે રૂપિયા વધારે લે પણ કેવો નાચ કરે છે! માફો તો તમારે લાવવો જ જોઈએ. દીકરાનાં લગન ક્યાં વારે વાં આવવાનાં છે?’ આમ એ નહિ નહિ તોય પાંચ પચીસ વધારે ખરચાવે. અમારે ત્યાંના શેઠ તો કેટલીક વખત જાનોમાં પણ સાથે જાય. જાનમાં શેઠ આવે પછી શું પૂછવું? પણ એક વખત શેઠ સપડાઈ પડ્યા.

અમારે ત્યાંના . . . નો દીકરો પરણતો હતો. તેમણે ઘેર ઉછેરેલા બે બળદ વાણિયાને ત્યાં બાંધી આપ્યા. પછી શું બાકી રહે? શેઠે તો જાનનો કારભાર હાથમાં લીધો. જાન ઊપડી. શેઠ પણ વર સાથે માફામાં બેસીને જાનમાં ઊપડ્યા. પણ ભાંજઘડમાં વાંધો પડ્યો અને તે નાનોસૂનો નહિ. પોણોસો રૂપિયાનો વાંધો પડ્યો. થોડી બોલાબોલી થઈ. જુવાનિયા ધારિયાં અને લાકડીઓ લઈને ઊભા થઈ ગયા. મોતીભાઈ અને જાનવાળા કહે, 'ત્યારે રહ્યું પરણાવવાનું; છો એની છોડીને બીજે પરણાવે.' પણ કન્યાપક્ષવાળા કાંઈ સકંજામાં આવેલી જાનને એમ જવા દે એવું ન હતું. એમણે તો જાનના શેઠને બાનમાં પકડ્યા. દોઢ દિવસ બધા ભૂખે મર્યા. છેવટે શેઠને રૂપિયા ભરી દેવા પડ્યા અને વર પરણીને ઘેર આવ્યો. આમ તે દિવસનો સોદો શેઠને તો મોંઘો પડી ગયો. આવું બનવા પામે છે એનું કારણ વચલી ભાંજઘડ છે. જો દીકરો કે દીકરીનાં માબાપ રૂબરૂ મળીને વાત કરી લેતાં હોય તો આવી ખોટી ધાંધલ ઘણી બચી જાય.

દીકરો કે દીકરી પરણવાનાં હોય તો છ સાત દિવસ અગાઉથી રાત્રે રાત્રે ગામમાં એમનાં ફુલેકાં નીકળે છે. આ ફુલેકામાં બહેનો એમની ખાસ ઢબે ગીતો ગાતી હોય. (ફક્ત બે જ બહેનો ગાતી હોય તોપણ આખું ગામ ગાજી ઊઠે એવો બુલંદ એમનો અવાજ હોય છે.) એક અગર બે દાતરડાં ઉપર ચીંથરાં બાંધી મશાલો બનાવી હોય, અને જો વર હોય તો કોઈ જુવાનિયે અને જો કન્યા હોય તો કોઈ બહેને એને કાખમાં તેડ્યાં હોય. વર સાત વર્ષનો હોય તોય તેડ્યો હોય અને પાંત્રીસ વર્ષનો હોય તોય તેડ્યો હોય. ચાર ખૂણે ચાલતા ચાર ભાઈઓએ એક ધોતિયાના છેડા પકડી એના ઉપર છત્ર બનાવ્યું હોય. બહેનોની પાછળ પાંચ સાત જુવાનિયા ધારિયાં અને લાકડીઓ લઈને ચાલતા હોય.

નજીકના સગા આવું ફુલેકું આપે છે. ફુલેકું આપવું એટલે વર કે કન્યાને ચોખા ગોળ અગર તો કંસાર જમાડવો અને ચાંલ્લો કરીને એક નાળિયેર તથા ટકો હાથમાં આપવો. પછી ત્યાંથી ફુલેકું નીકળે તે માતાબાઈને પગે લાગીને એને ઘેર પહોંચે.

સામાન્ય રીતે જાનનું જમણ કંસાર ગણાય છે. આ કંસારમાં ઘી જ નાખવું જોઈએ એવો એમનામાં રિવાજ નથી. મોટે ભાગે તેલ અને અંદર થોડું ઘીનું મિશ્રણ હોય છે.

લગન વખતે બહેનો ફટાણાં ગાવામાં અને એકબીજીની મશ્કરી કરવામાં મસ્ત બને છે. જુવાનિયા કોઈ કોઈ વખત દારૂની પ્યાલીમાં અને નહિ તો પાનના ડૂચા મોંમાં ઘાલવામાં મસ્ત બને છે. અને ઘરડિયા અફીણના કસુંબા, ચા અને હુક્કાના ઘેનમાં ડોલતા હોય છે. પગે ફાળિયાની આંટી મારીને એ બેઠા હોય છે. એ વખતે બે ચાર ગાઉથી આવેલો બારોટ બાપુના કેડિયાની કસ તૂટી જાય એટલી મોટાઈ ગાય છે. બાપુ પણ આખી દુનિયાના રાજા હોય એમ બારોટને, બાવાને, ગોરને, ફકીરને, વાળંદને તેમ જ એવા બીજા દાપાં-વાળાઓને એ જ વખતે પંદર વીસનું લહાણું કરી નાખે છે.

# ૧૬

# ઉપસંહાર

માસરા ગામમાં ત્રણ વર્ષ રહ્યો. એ ત્રણ વર્ષમાં મેં જે કાંઈ જોયું, જાણ્યું તથા અનુભવ્યું અને એમાંથી જેણે મારા મન ઉપર વધારે અસર કરી એવી હકીકતો, ચિત્રો તથા અનુભવો આ પુસ્તકમાં રજૂ કર્યાં છે. વાંચનારના મન ઉપર આથી જે કાંઈ છાપ પડવાની હશે તે પડશે, પણ મને એટલી ઉમેદ છે કે, મારી માફક કોઈ પછાત ગામમાં સેવા કરવા જનાર ભાઈ અગર બહેનને આ લખાણ કાંઈક માર્ગદર્શક તો જરૂર થઈ પડશે.

# ગ્રામસેવકને ઉપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| ગામડાંની વહારે | ગાંધીજી | ૦–૧–૦ |
| હિંદ સ્વરાજ | ગાંધીજી ખાદીનું પૂઠું | ૧-૧૨-૦ |
| | સાદું પૂઠું | ૧–૪–૦ |
| ત્યારે કરીશું શું ? | અનુ૦ નરહરિ પરીખ | ૧–૦–૦ |
| જાતે મજૂરી કરનારાઓને | અનુ૦ નરહરિ પરીખ | ૦–૩–૦ |
| ખેડૂતનો શિકારી | જુગતરામ દવે | ૦–૩–૦ |
| ગ્રામભજનમંડળી | ,, | ૦–૨–૦ |
| આંધળાનું ગાડું | ,, | ૦–૩–૦ |
| બાળકોનો પોકાર | રાવજીભાઈ પટેલ | ૦–૮–૦ |
| ગ્રામસંગઠન | | ૦–૬–૦ |
| માતર તાલુકાની આર્થિક તપાસ | જે. સી. કુમારપ્પા | ૦–૮–૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | છગનલાલ જોશી | ૧–૦–૦ |
| આત્મકથા | ગાંધીજી | ૧–૦–૦ |
| ગાંધીજી | જુગતરામભાઈ | ૦–૪–૦ |
| મારી જીવનકથા (જવાહરલાલ નેહરુ) | મહાદેવભાઈ | ૩–૦–૦ |
| ગામગોઠી | વિઠ્ઠલદાસ ને રાવજીભાઈ | ૦–૬–૦ |